# ધર્મમય જીવન

? શા માટે ?
? અને કેમ ?
? ગાળવું ?

卐

પ્રકાશક
ઔંધ પબ્લીશીંગ ટ્રસ્ટ
ઔંધ

卐

પ્રાપ્તિસ્થાન
જૈન સિદ્ધાંત સભા
શાંતિ સદન, લેમીંગ્ટન રોડ
મુંબઈ નં. ૭

# ધર્મમય જીવન

? શા માટે ?

? અને કેમ ?

? ગાળવું ?

卐

આઠ સુંદર નિબંધોનો સંગ્રહ

卐

પ્રકાશક

ઔંધ પબ્લીશીંગ ટ્રસ્ટ

ઔંધ

卐

વીર સં. ૨૪૭૩ પ્રથમાવૃત્તિ

વિક્રમ સં. ૨૦૦૩ પ્ર ૧૦૦૦

ઈ. સ. ૧૯૪૭ કિં. રૂા. ૧-૪-૦

卐

પ્રાપ્તિસ્થાન

જૈન સિદ્ધાંત સભા

શાંતિ સદન, લેમીંગ્ટન રોડ

મુંબઇ નં. ૭

# આભાર

ઔંધ પબ્લીશીંગ ટ્રસ્ટે આ સભાના પુસ્તકો પ્રગટ કરવાનું-કબુલ કરેલ છે તેને માટે આ સભા શ્રીમંત આપ્પા સાહેબ પંતનો આભાર માને છે.

જૈન સિદ્ધાંત સભા







卐

Printed by Shah Manilal Chhaganlal,
Nav Prabhat Printing Press
Ghee kanta Road, Ahmedabad.
Published by Shrimant Appasahib
Pant, Aundh Publishing Trust,
Aundh, Dist. Satara.

# નિવેદન

દરેક માણસ સુખનો અભિલાષી છે, પરન્તુ અત્યારે આપણે સાંસારિક પદાર્થોમાં જે સુખ માનીયે છીએ તે ખરૂં સુખ નથી. જે સુખ નાશ ન પામે તે જ સાચું સુખ છે અને એવું શાશ્વત સુખ ધર્મથી જ પમાય છે, માટે આપણું જીવન ધર્મમય હોવું જોઇએ, એ આપણી પહેલી જરૂરીઆત છે.

આપણું જીવન ધર્મમય શા માટે હોવું જોઈએ અને સંસાર-વ્યવહારનાં કાર્યો કરવાની સાથે ધાર્મિક જીવન કેમ ગાળી શકાય તે આ પુસ્તકમાંના નિબંધો સરળતાથી બતાવે છે. આ પ્રમાણે આ સભા આપણી જરૂરીઆત સંતોષતું સભાનું પહેલું પુસ્તક બહાર પાડી શકે છે તેથી આનંદ થાય છે.

લડાઇને લીધે ઉભી થયેલી અને લડાઇના અંત પછી વધેલી અનેક મુશીબતોએ અમારા કાર્યને અટકાવી દીધું હતું એવા સંયોગોમાં 'ઔંધ પબ્લીશીંગ ટ્રસ્ટ' તરફથી શ્રીમંત આપ્પા સાહેબ પંત અને 'સ્થાનકવાસી જૈન' પત્રના તંત્રી શ્રી. જીવણલાલ છગનલાલ સંઘવીએ અમને અમૂલ્ય સહાય કરી, અમારી મુશ્કેલીઓ ટાળી, અમને આ પુસ્તકથી પ્રકાશનની શરૂઆત કરવાનુ શક્ય બનાવ્યું છે તે માટે અમે તેમનો-બંનેનો આભાર માનીયે છીએ.

એક જ વિષય પર આઠ નિબંધો હોવા છતાં, દરેકમાં નવીનતા છે. દરેક લેખકની વિચારશૈલી તેમજ લેખનશૈલી જુદી જુદી જાતની હોઈ, દરેક નિબંધ જુદી રીતે પ્રબોધક અને આનંદદાયક બનેલ છે.

## અનુક્રમ

ઇનામી હરિફાઇના પરિણામમાં નિબંધોનો જે ક્રમ આવ્યો હતો તે ક્રમ પ્રમાણે નિબંધો છાપી શકયા નથી તેથી દિલગીર છીએ અને તેને માટે લેખકો અમને ક્ષમા આપશે. નિબંધ-પરીક્ષકો દ્વારા પરિણમેલો ખરો ક્રમ નીચે પ્રમાણે છે અને તે પ્રમાણે વાંચકોને નિબંધો વાંચવા વિનંતી છે.



પ્રુફ સંશોધન માટે પુરતી કાળજી રખાઇ છે, છતાં પૃ. ૧૭૨ માં 'લેખિકા' ને બદલે 'લેખિક' અને પૃ. ૧૮૫ માં 'ઓંકાર' ને બદલે 'ઔકાર' ભુલચૂકથી છપાઇ ગયેલ છે, ઉપરાંત દૃષ્ટિદોષ કે પ્રેસ દોષના કારણે કોઇ કાનો-માત્ર આદિ ઉડી ગયા હોય તો સુધારી વાંચવા વિનંતી છે.

જૈન સિદ્ધાંત સભા

# ધર્મમય જીવન શા માટે અને કેમ ગાળવું ?

એ વિષયક માગવામાં આવેલા
નિબંધોનો સંગ્રહ

ᘐ

# નિબંધ વિષે થોડું

આ નિબંધ વિષે માહીતિ મને બહુ જ મોડી મળી. શાસ્ત્રો જોવાનો સમય નહોતો. તેથી ભૂતકાળમાં જે વાંચેલું અને વિચારેલું તે પરથી તથા અનેક સાધુ મુનિઓના વ્યાખ્યાનથી જે જ્ઞાન મળેલું અને તે પર વિચારો કરતાં જે દષ્ટિ યોગ્ય લાગેલી તે પરથી આ નિબંધ લખ્યો છે.

નિબંધ માટે કોઇ નિશ્ચિત પાનાની મર્યાદા નહોતી, તેથી કેવડો નિબંધ લખવો એ પ્રશ્ન મુંઝવતો હતો: પરંતુ મારી પાસે સમય જ થોડો હતો તેથી એ સમયમાં જેટલું લખી શકાય તેટલું લખાય તેમ હતું, તેટલી મર્યાદા મેં સ્વિકારી. આ નિબંધને હજુ આથી બેવડો બનાવી શકાય એમ મને લાગે છે.

આ નિબંધમાં દ્રષ્ટાંતો જૈન ધર્મમાંથી લીધા છે. અન્ય ધર્મના પણ લીધા છે. જૈન ધર્મ વિશાળ છે. અને જ્યાં સત્ય હોય ત્યાંથી લેવા એ ઉત્તેજે છે એમ મને લાગ્યું છે.

મુંબઈ
તા. ૩૦–૭–૪૫ } જયસુખલાલ પ્રભુલાલ શાહ

# ધર્મમય જીવન
## શા માટે
# અને કેમ ગાળવું?

[ લેખકઃ જયસુખલાલ પ્રભુલાલ શાહ–મુંબાઈ ]

### ધર્મ એટલે શું?

આજે હિંદમાં અને જગતમાં બુદ્ધિશાળી વર્ગ વધ્યો છે. આજે માણસની બુદ્ધિની કસોટીમાંથી જે વસ્તુ પસાર ન થાય તે વસ્તુની મહત્તા ગણાતી નથી. ધર્મનું આજે કેટલેક અંશે એમજ થયું છે: બુદ્ધિશાળી વર્ગ ધર્મ પ્રત્યે ઉદાસીન બન્યો છે. અને એમાંનો કેટલોક વર્ગ તો ધર્મને એક આફત સમાન ગણે છે. તેથી આ વિષય આજે ખૂબ મહત્ત્વનો છે. આ વિષયની વિચારણા કરતી વખતે આ ઉદાસીનતાના કારણો પણ આપણે વિચારવા પડશે.

પ્રથમ તો આપણે ધર્મ એટલે શું એ વિચારીશું.

ધર્મ શબ્દ ધૃ ધાતુ પરથી બનેલો છે. ધૃ=To hold=ધારણ કરવું. ધારણ કરે તે ધર્મ.

એટલે કે—

**दुर्गतौ प्रपततां जनानां धारयतीति धर्मः**

નીચે પડતા અટકાવે તે ધર્મ: હલકી ગતિમાં જતા અટકાવે તે ધર્મ.

ધર્મ માનવીને નીચી ગતિમાં, નીચી વૃત્તિમાં પડતાં અટકાવે છે. ત્યાંથી તેને ધારણ કરે છે. અને તેને ઉચ્ચ ગતિ તરફ લઈ જાય છે.

**यतोऽभ्युदय निः श्रेयसी सः धर्मः**

જેનાથી અભ્યુદય થાય, આબાદાનિ થાય, મોક્ષની પ્રાપ્તિ થાય તે ધર્મ.

ધર્મને બીજી રીતે વિચારીએ.

**वस्तु स्वभावः धर्मः**

વસ્તુનો જે સ્વભાવ તે ધર્મ.

પાણીનો સ્વભાવ ઠંડક આપવાનો, તૃષા છીપાવવાનો, સ્વચ્છ કરવાનો છે તે તેનો ધર્મ.

અગ્નિનો સ્વભાવ બાળવાનો, ગરમી આપવાનો, તે તેનો ધર્મ.

માનવીનો સ્વભાવ એટલે આત્માનો સ્વભાવ. આત્માનો સ્વભાવ આનંદમય છે. સત્ય, કલ્યાણ અને સૌંદર્ય તરફ ઢળવાનો છે. આપણને સત્ય, કલ્યાણ અને સૌંદર્ય તરફ લઈ જાય તે ધર્મ.

આ વ્યાખ્યામાં આત્માના અસ્તિત્વનો સ્વિકાર છે. દેહ અને આત્મા એ બન્ને ભિન્ન છે. દેહ તો માત્ર આત્માનું ખોળીયું છે. પ્રાણ છે એ તો આત્મા છે. આત્માના અસ્તિત્વ વિષે લંબાણથી ચર્ચા કરવાનું અહિં શક્ય નથી. અત્રે તો એટલું જ સમજીને આગળ ચાલીએ છીએ કે આત્મા દેહથી જુદો છે. આત્માને કર્મ લાગેલા છે તેથી સંસારનું આ પરિભ્રમણ ચાલુ છે. અને આત્મા વિષે થોડું વિચારીશું.

આત્મા અત્ ધાતુનો બનેલો છે: તેનો અર્થ જ્ઞાનવાન થાય છે. અનેક વાદો આત્મતત્વ વિષે શંકાશીલ છે. પરંતુ એ વાદોને પણ ઈંદ્રિયોથી—પંચમહાભૂતથી સ્વતંત્ર એવી કોઇ વસ્તુનો સ્વિકાર કરવો જ પડે છે.

આત્મા વિષે શંકા ઉદ્‌ભવવાનું એક કારણ તો એ છે કે—આપણે શરીરને પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. શરીરના જુદા જુદા અંગોને કાર્ય કરતા જોઇ શકીએ છીએ. પરંતુ આત્માને પ્રત્યક્ષ જોઇ

શકતા નથી. આત્મા એ રીતે અરૂપી છે. પરંતુ આપણે કેટલીક વાર સૂર્યને નથી જોઇ શકતા પરંતુ સૂર્યના પ્રકાશ પરથી સૂર્યનું અસ્તિત્વ આપણે સ્વિકારી લઇએ છીએ, તેમ આત્માની આપણને અનુમાનથી પ્રતીતિ થઈ શકે છે. આપણે પરોક્ષ રીતે આત્માની શક્તિના દર્શન કરી રહ્યા છીએ.

આપણે ઊંડો વિચાર કરીશું તો આપણને જરૂર પ્રશ્ન થશે: "આ શરીરમાં જે કંઈ ક્રિયાઓ થઇ રહી છે તેનું સંચાલન કોણ કરે છે? જગત્‌ના પદાર્થો આપણે કઇ રીતે જોઈ શકીએ છીએ?" આ પ્રશ્નનો જવાબ આપણે 'આત્મા'નો સ્વીકાર કરીને જ આપી શકીએ.

કેટલાક એમ માને છે કે શરીરતંત્રનું સંચાલન મન કરે છે. પરંતુ એ જવાબ પૂર્ણ નથી. આપણે જ્યારે ઉંઘી જઇએ છીએ ત્યારે પણ આંતરિક ક્રિયાઓ ચાલે જ છે: એ ક્રિયા કરનાર મનથી કોઇ જુદી જ વસ્તુ હોવી જોઈએ: અને તે વસ્તુ એ આત્મા.

જ્યાં સુધી આપણા દેહમાં આત્મા છે ત્યાં સુધી જ દેહ સુંદર દેખાય છે અને કાર્ય આપે છે: પરંતુ જે ક્ષણે આત્મા આ દેહ છોડી દે છે તે ક્ષણથી આ દેહની કિંમત રહેતી નથી: પછી તો દેહને ભસ્મીભૂત જ કરવો પડે છે.

આટલી વાત આત્માના અસ્તિત્વ માટે.

\+ + +

## ધર્મની જીવનમાં શી જરૂર ?

હવે આપણે ધર્મની શી જરૂર એ પ્રશ્ન વિચારીએ.

જગતમાં દરેક જીવ સુખ ઇચ્છે છે: અને માનવી જે જે પ્રવૃત્તિ કરી રહ્યો છે તે સુખપ્રાપ્તિ માટે કરી રહ્યો છે. નાનામાં નાના જીવ જંતુથી માંડીને માનવી અને દેવ સુધી સૌ કોઇનું એકજ ધ્યેય છે.

કોઇક એમ માને છે કે ધનપ્રાપ્તિમાં સુખ છે: એમ માની એ ધન પ્રાપ્તિ પાછળ પડે છે, પરંતુ એને સંતોષ કે શાંતિ મળતાં નથી. હજાર પ્રાપ્ત થતાં લાખ મેળવવા ઇચ્છા થાય છે. લાખ મળતાં કરોડના સ્વપ્ના આવે છે. અને કરોડ મળતાં પણ સંતોષ નથી જ થતો.

અને કોઇકને સંતોષ થાય તો પણ ધનપ્રાપ્તિથી જે સુખ મેળવવાની કલ્પના હતી એ સુખ તો મળતું જ નથી: લક્ષ્મી ચંચળ છે. એને જતાં વાર ન લાગે: એને સાચવવાની પણ ચિંતા.

કોઈ ને વિષયસુખ, સત્તા, અધિકાર વિગેરેમાં સુખ ભાસે છે. પરંતુ એ પ્રાપ્ત થયા પછી પણ સંતોષ થતો નથી: એ સુખ અપૂર્ણ ભાસે છે: ક્ષણિક ભાસે છે.

અરે! ગમે તેટલી લક્ષ્મી મળી, સત્તા પ્રાપ્ત થઇ, અધિકાર મળ્યો, ભોગ વિલાસની સામગ્રી મળી, છતાં આવા માણસને પણ જીવનમાં અપૂર્ણતા ભાસે જ છે.

એથી પણ આગળ જઇએ: માનવીની સંપત્તિ દેવોની સંપત્તિ પાસે શી વિસાતમાં? એક દેવની સમૃદ્ધિ અને વૈભવ આગળ આખી દુનિયાની સંપત્તિ પણ તુચ્છ ભાસે: અને એ દેવોનાં શારીરિક બળ, કાન્તિ અને ભોગનાં સાધનોની જગતના સમૃદ્ધિશાળીમાં સમૃદ્ધિશાળી માણસને પણ ઇર્ષ્યા આવે. આટલું આટલું હોવા છતાં પણ એથી દેવોને તૃપ્તિ નથી. તો પછી માનવીને તો કયાંથી જ તૃપ્તિ થાય?

આનું કારણ શું?

આ બધા સુખો પરતંત્ર છે: આ બાહ્ય સુખો છે: એ પૌદ્ગલિક સુખો માટે બીજી વસ્તુઓ પર આધાર રાખવો પડે છે. જે વસ્તુ ક્ષણિક છે, નાશવંત છે, તે આપણને ખરૂં સુખ કેમ જ આપી શકે?

એટલે ધન, વૈભવ, સત્તા કે અધિકાર સુખ ન આપી શકે. તેનો ઉપયોગ છે ખરોઃ જો તેના ઉપયોગમાં વિવેક હોય, અનાસકત-ભાવ હોય તો તે કદાચ આત્મદર્શનમાં સાધન થઈ પડે તેવો સંભવ ખરો. પરંતુ એ વસ્તુને જ સુખ માની લઈ આપણે માર્ગ ભૂલ્યા છીએ.

આ ઉપરથી એટલી વાત સ્પષ્ટ છે કે જ્યાં સુધી આપણે ભૌતિક કે પૌદ્‌ગલિક સુખની પાછળ પડીશું ત્યાં સુધી આપણને ખરૂં સુખ અને શાન્તિ પ્રાપ્ત થવાની સંભાવના નથી.

ત્યારે ખરૂં સુખ ક્યાં છે?

સુખ એ આત્માનો ગુણ છે: આનંદ—સહજ આનંદ આત્માનો ગુણ છે.

એટલે જ કહ્યું છેઃ—

" સહજાનંદી, શુદ્ધ સ્વરૂપી, અવિનાશી હું આત્મ સ્વરૂપ. "

ખરૂં સુખ પ્રાપ્ત કરવું હોય તો સુખની ચિંતા છોડી આ-ત્માના ઓળખાણની—આત્મ દર્શનની ચિંતા કરીશું અને તે માટે પ્રયત્ન કરીશું તો ખરૂં સુખ પ્રાપ્ત થઈ શકશે.

આત્માની ઓળખ—આત્મદર્શન આપણને ધર્મ દ્વારા જ થઈ શકે : કારણ કે આપણે ઉપર જોયું તેમ ધર્મ એટલે આત્માનો સ્વભાવ : આત્માનો સ્વભાવ સત્—ચિત્—આનંદ : અગર શિવં : સત્યં: સુંદરમ્ અગર જ્ઞાનઃ દર્શન.

ધર્મ આપણને આપણા સ્વભાવ તરફ લઈ જઈ શકે : આપણને આત્મવિકાસને પંથે દોરી શકે.

કાયમી, સહજ અને પરમ સુખ માટે ધર્મ આવશ્યક નહિ, અનિવાર્ય વસ્તુ છે.

## ધર્મ વગર શી હાની થાય?

ધર્મ વગર શી હાનિ થાય તે હવે વિચારીએ.

દરિયામાં ખડકો હોય છે. વહાણો અને સ્ટીમરોને એ વસ્તુનો ખ્યાલ ન હોય તો એ ખડકો સાથે અથડાઈ પડે તેવો ઘણો સંભવ: આવા ખડકો સાથે અથડાઈ ન પડે તે માટે દીવાદાંડી રાખવામાં આવે છે: દીવાદાંડી એ વહાણોને ભયસ્થાનોનું સૂચન કરે છે: અને એ રીતે યોગ્ય માર્ગે દોરે છે. દરિયાનાં આ ભયસ્થાનો માટે દીવાદાંડી ન હોય તો? તો વહાણો અને સ્ટીમરોની સલામતી જોખમમાં છે એ નિશ્ચિત વાત છે.

ભવરૂપી આ મહાસાગરમાં ધર્મ એ દીવાદાંડીની ગરજ સારે છે: આત્મવિકાસ વાંચ્છુઓને–એ માર્ગના પથિકોને ધર્મ જે ભયસ્થાનો નિવારવાના છે તેનો ખ્યાલ આપે છે: અને યોગ્ય માર્ગે દોરે છે.

ધર્મ વગર માનવીની સ્થિતિ દીવાદાંડીના માર્ગદર્શન સિવાયના વહાણ–સ્ટીમરો જેવી થાય. ધર્મ વિના વિકાસના લપસણા માર્ગના કોઈ ભયસ્થાનમાં માનવી ગબડી પડે.

એટલું જ નહિ, ધર્મની દીવાદાંડી વગર તો માનવી ભવસાગરના ખડકો સાથે અથડાઈ વિનાશને આમંત્રણ આપે: અર્થાત્ ધર્મના માર્ગદર્શન સિવાય માનવીને કાયમી સુખના માર્ગની ઝાંખી પણ ન થાય: અને માનવી ભૌતિક સુખોની પાછળ પોતાની શક્તિ ખર્ચી નાખે. પરિણામે એને સુખની પ્રાપ્તિ તો થતી જ નથી.

બીજું રૂપક લઈએ તો એમ કહી શકાય કે સુકાન વગરના વહાણની જે દશા થાય તે જ દશા ધર્મ વગર માનવીની થાય: અર્થાત્ સુકાન વગરનું વહાણ ગમે તેમ ડોલાં ખાય, અને ધાર્યા સ્થળે ન

જઈ શકે, તેમ ધર્મ વગરનો માનવી પૌદ્ગલિક સુખોમાં મોહ પામી કાયમી સુખ તરફ જઈ શકતો નથી.

ધર્મ એ તો ધ્રુવ તારક છે: ધ્રુવ તારક જેમ દિશાસૂચન કરે છે તેમ ધર્મ આત્માના શુદ્ધ સ્વભાવની પ્રાપ્તિ માટેની દિશા બતાવે છે અને તે તરફ લઈ જાય છે.

ધર્મ વગર એ દિશાનો ખ્યાલ ન મળે. અને પછી તો માનવી મનના તરંગો પ્રમાણે ચાલે: મન એનું સુકાની બને. મન પ્રેરે ત્યાં અને એ તરફ એ જાય.

ધર્મ વગર જ્યારે લોકોને ધન, વૈભવ, સત્તા, અધિકાર અને એવી વસ્તુઓમાં સુખ છે એમ લાગે છે ત્યારે એ વસ્તુઓ એ વધુ ને વધુ મેળવવા ઇચ્છે છે: ધર્મ વગર તો પછી એ બધી વસ્તુઓ 'યેન કેન પ્રકારેણ' મેળવવાનો: નીતિ અનીતિનો પ્રશ્ન એક બાજુએ રહી જાય. શોષણથી પૈસા મેળવવામાં તો એને હોશિયારી લાગે: આજ વૃત્તિ દેશ દેશ વચ્ચે પણ પ્રગટે: પછી તો દેશ દેશ વચ્ચે વૈર–વૈમનસ્ય જાગે, અને છેવટે યુદ્ધ...અને વિશ્વયુદ્ધ.

જો લોકોમાં ખરી ધર્મભાવના હોય તો વિશ્વયુદ્ધ ન સંભવી શકે.

ધર્મ વગર સર્વ પ્રકારના અનર્થો થાય છે. માણસ સ્વભાવ તરફ જવાને બદલે વિભાવમાં જાય છે: જગતમાં ઝેર, વેર, તિરસ્કાર વધે છે. શાંતિ અને સુખને દેશવટો મળે છે.

ધર્મની જરૂર કેટલી છે એ વસ્તુ આ પરથી વિશેષ સ્પષ્ટ થાય છે.

ધર્મ એ ખૂબ જરૂરી વસ્તુ છે: અને એ વગર મહા હાનિ છે એટલું પ્રતિપાદિત કર્યા પછી ધર્મમય જીવન કેમ ગાળવું એ વિચારવાની ભૂમિકા સુધી આપણે આવ્યા.

આ વાત વિચારતાં પહેલાં એક વસ્તુની સ્પષ્ટતા કરવાની આવશ્યકતા રહે છે.

**ધર્મ અને પુણ્ય**

એવી માન્યતા પ્રવર્તે છે કે ધર્મ અને પુણ્ય એક જ વસ્તુ છે: એટલું સમજી લેવાની ખાસ જરૂર છે કે એ બન્ને વચ્ચે ઘણું અંતર છે.

ધર્મ એટલે આત્મ સ્વભાવની પ્રાપ્તિ–ધર્મ એ સાધ્ય છે.

પુણ્ય આત્મ સ્વભાવની પ્રાપ્તિમાં મદદ કરી શકે. પુણ્યથી આત્મ સ્વભાવની પ્રાપ્તિ માટે સુયોગ્ય સાધનો મળી શકે. ધર્મ એ સાધ્ય છે.

ધર્મ એટલે શુદ્ધ આત્માના શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ. પુણ્ય એટલે શુભ. શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિમાં શુભ મદદગાર થાય.

ધર્મ એ તો મુક્તિ અપાવે. એને તો આપણે કદી ન છોડી શકીએ. પુણ્ય તો છેવટે છોડવાનું જ છે. કારણ એ પણ પાપની જેમ બંધન જ છે. પાપ એ લોઢાની બેડી હોય તો પુણ્ય એ સુવર્ણની બેડી છે.

× × ×

## ધર્મમય જીવન કેમ ગાળવું ?

ધર્મમય જીવન કેમ ગાળવું એ હવે આપણે વિચારીએ એ પહેલાં બીજી એક માન્યતા પર થોડું વિચારવું પડશે.

**ધર્મ અને વ્યવહાર.**

આજે એવી માન્યતા છે કે–ધર્મ અને વ્યવહાર એ જુદી જુદી વસ્તુ છે. ધર્મ ધર્મસ્થાનકમાં થઇ શકે. વ્યવહારમાં–ધર્મ ન હોય. ત્યાં તો જેમ ચાલતું હોય તેમ ચાલે. જો એમ જ હોય તો ધર્મની કશી આવશ્યકતા રહેતી નથી. જે માણસ ધર્મસ્થાનમાં એક કલાક

ધર્મ કરે એ માણસ બાકીના ત્રેવીસ કલાકના વ્યવહારમાં ધર્મને લક્ષમાં રાખી પ્રવૃત્તિ ન કરે એ વાત જ અયોગ્ય લાગે છે. છતાં આજે સમાજમાં એમ દેખાય છે કે–ધાર્મિક ક્રિયાકાંડોમાં નિયમિત રહેનાર વ્યક્તિઓનાં વ્યવહારજીવન શુદ્ધ હોતાં નથી. આ દોષ ધર્મનો નથી. પણ એ વ્યક્તિઓની ધર્મ વિષેની સમજ ભૂલ ભરેલી છે. જીવનમાં ધર્મનું ખાનું જુદું હોઇ ન શકે. ધર્મ તો આખા જીવન સાથે સંકળાયેલો છે. એક કલાક ધર્મ આચરનારો બાકીના ત્રેવીસ કલાક ધર્મ પ્રત્યે જાગ્રત જ હોય. હા. એટલું ખરૂં કે જે સમય તેણે ધર્મ ક્રિયા માટે ખાસ કાઢ્યો તે સમયમાં એ પોતાની સર્વ શક્તિ એ પર કેંદ્રિત કરતો હોવાથી એ સમય દરમ્યાન એની જાગ્રતિ ખૂબ જ હોય છે. પરંતુ એની ધર્મભાવના હૃદયસ્પર્શી હોય તો એ એક કલાક દરમ્યાન એને એવું બળ મળે છે કે જે બળ બાકીના સમયમાં તેને જાગ્રત રાખવામાં સહાયક બને છે.

ત્યારે ધર્મ અને વ્યવહાર જુદા છે એ પરિસ્થિતિ માટેની જવાબદારી કોની ?

જ્યારે ધર્મનો પ્રાણ જાય છે અને ખોખાં પ્રત્યે આગ્રહ કેળવાય છે ત્યારે એમ જ બને છે. આજે આપણે ધર્મની ભાવના-ધર્મની વસ્તુને ભૂલી ગયા છીએ : આપણે તો ક્રિયાકાંડોને ધર્મ માની લીધો. ક્રિયાકાંડો તો ધર્મ પ્રતિ લઇ જવા માટેનાં સાધન માત્ર. સાધનને સાધ્ય ગણીએ ત્યારે વિકૃતિ જ થાય ને ? આજે આપણા સમાજમાં એવી જ વિકૃતિ પેસી ગઇ છે.

નિયમિત રીતે સામાયિક કરનાર, નિયમિત પ્રતિક્રમણ કરનાર, નિયમિત ઉપવાસ, પૌષધાદિ ક્રિયાઓ કરનારના જીવનમાં વિરોધાભાસ કેમ દેખાય છે ? એમના સ્વભાવમાં ઉગ્રતા, ક્રોધ કેમ દેખાય છે ? એમના વ્યવહારમાં, એમના વ્યાપારમાં નીતિ–અનીતિના ભેદ કેમ પાડવામાં નથી આવતા ? એમના સ્વજનો પ્રત્યેના એમના વર્તનમાં માનવતાનો પણ અભાવ કેમ કોઇ કોઇ વાર દેખાય છે ?

આવા આવા પ્રશ્ન એમના જીવન જોઇ બુદ્ધિશાળી વર્ગને થાય છે અને એમને વિચાર થાય છે " જો ધર્મમય જીવન આવું જ હોય, જો ધર્મમાંથી આજ મળતું હોય તો અમારે ધર્મ નથી જોઇતો." અને ધર્મ પ્રત્યે ઉદાસીનતા એમનામાં આવે છે.

બુદ્ધિશાળી વર્ગની ધર્મ પ્રત્યેની ઉદાસીનતાનું આ કારણ છે. ધર્મ અને વ્યવહારની આ ભિન્નતાએ અનેક યુવાનોને ધર્મથી વિમુખ કર્યા છે.

આ ભ્રમ–ધર્મ અને વ્યવહાર ભિન્ન છે એ માન્યતા–ટાળવી જ રહી. સાધ્ય તરફ લક્ષ કેંદ્રિત કરવું જ રહ્યું: ક્રિયાકાંડો માત્ર સાધન છે એ સમજવું જ જોઈએ. ક્રિયાકાંડ કરવાથી ઇતિ સમાપ્તિ થતી નથી: પરંતુ જે હેતુથી ક્રિયાકાંડ થાય છે એ હેતુ કેટલા અંશે સાર્થક થયો એ વિચારવાનું છે. દાખલા તરીકે સામાયિક એ સમભાવની સાધના અર્થે છે. લાંબા વખત સુધી નિયમિત સામાયિક કરવા છતાં સ્વભાવની ઉગ્રતા જાય નહિ, શાંત સ્વભાવ થાય નહિં, સમભાવ પ્રગટે નહિં તો આપણે એમ સમજી લેવું જોઇએ કે–આપણી ક્રિયામાં ભૂલ છે: જો સામાયિક સમતાભાવ ન પ્રગટાવે તો આપણી ક્રિયા સામાયિક નથી: ભાવપૂર્વકની સામાયિક નથી. એ જ રીતે બધી ક્રિયાઓનું સમજી લેવાનું છે.

આ ભ્રમ ટળશે ત્યારે જ ધર્મની આપણને કંઇક ઝાંખી થઇ શકશે.

× × ×

### ધર્મની ભૂમિકા

હવે ધર્મમય જીવન કેમ ગાળવું તેની વિચારણા કરીએ.

જે વિદ્યાર્થીને કાલેજમાં દાખલ થવાની ઇચ્છા છે, તેણે અમુક પ્રાથમિક પરિક્ષા પસાર કરવી પડે છે. દાખલા તરીકે આજે જેને કાલેજમાં પ્રવેશ મેળવવાની ઈચ્છા હોય તેણે મેટ્રીકની પરિક્ષા પસાર કરવી જોઈએ. એ જ રીતે જેને ધર્મમય જીવન ગાળવાની ઈચ્છા છે તેણે માનવતાની પ્રાથમિક ભૂમિકા પ્રથમ પ્રાપ્ત કરવી રહે છે.

જેમ ઘઉં વાવવા માટે અમુક જાતની ભૂમિની આવશ્યકતા રહે છે તેમ ધર્મરૂપી વૃક્ષ માટે પણ અમુક જાતની ભૂમિકાની આવશ્યકતા છે.

ગમે તેવા સુંદર બળદ હોય, ગમે તેટલું પાણી હોય, ગમે તેટલા સુંદર ખેતીનાં સાધનો હોય પરંતુ યોગ્ય ભૂમિ સિવાય એ બધાં સાધનો યોગ્ય પાક ન આપી શકે, તેમ માનવતાની ભૂમિકા સિવાય ધર્મ રૂપી પાક મળી શકે નહિ.

જેમ મકાન માટે પાયાની જરૂર છે તેમ ધર્મરૂપી ઈમારત માટે માનવતાના પાયાની ખૂબ જ આવશ્યકતા છે.

માનવતા સિવાયના–શાસ્ત્રોના અધ્યયન, વિચારો, ક્રિયાકાંડો એકડા વગરનાં મીંડાં જેવાં છે.

આજના કાળે તો આ વસ્તુ ખાસ મહત્વની છે: કારણ આપણે માનવતાની વાત–પાયાની વાતને વિસારી દીધી છે.

આજે માનવતાની ભૂમિકા તદ્દન કાચી થઇ ગઈ છે. એ વસ્તુનો આપણને ખ્યાલ નથી. આપણે એમ સમજીએ છીએ કે–આધ્યાત્મિક જીવન માટે સમકિતથી શરૂઆત થાય છે: પરંતુ સમકિત પહેલાં બીજી ભૂમિકાઓ છે એ વસ્તુનો ખાસ ખ્યાલ કરવાનો છે: જ્યારે એ ભૂમિકા સહજ હતી ત્યારે સમકિતથી શરૂઆત થઇ શકતી હતી: પરંતુ આજે એ પરિસ્થિતિ રહી નથી.

આજના જીવન વ્યવહારની અવ્યવસ્થા, અશાંતિ વગેરેનું કારણ પણ આ ભૂમિકાનો અભાવ છે.

ત્યારે પ્રથમ આપણે માનવતાનો વિચાર કરીએ.

**માનવતા**

જ્યારે જૈન સૂત્રો એમ કહે છે કે—માનવ દેહ મળવો દુર્લભ છે ત્યારે તેઓ માત્ર માનવ દેહની જ વાત કરતા નથી. પરંતુ માનવ-દેહ અને માનવીને યોગ્ય ગુણો દુર્લભ છે એમ કહે છે.

ઉત્તરાધ્યયન સૂત્રના ૩ જા અધ્યાયમાં પ્રથમ ગાથામાં કહ્યું છે.

चतारि परमंगाणि दुल्लहाणिह जंतुणो ।
माणुसत्तं सूई सद्धा संजमम्मि य वीरियं ॥

ચાર અંગ આ જીવને મળવા દુર્લભ છે. મનુષ્યત્વ, ધર્મશ્રવણ, ધર્મશ્રદ્ધા, સંયમમાં શક્તિ.

અહિં ઉત્તરાધ્યયન પણ પ્રથમ અંગ તરીકે મનુષ્યત્વ મૂકે છે. આ મનુષ્યત્વ એ જ માનવતા.

માનવતાના પાંચ મુખ્ય તત્વો છે.

**માનવતાના તત્ત્વો**

૧ વિચાર: ૨ ન્યાય સંપન્નતા: ૩ પરોપકાર: ૪ નિર્ભયતા: ૫ નમ્રતા.

**૧ વિચાર**

પ્રથમ તત્ત્વ છે વિચાર. મગજ તો સહુ વાપરે છે, પરંતુ યોગ્ય રીતે નહિં. ઘણા માણસો વિચાર નથી કરતા હોતા: પરંતુ વિકલ્પો-તરંગો કર્યા કરતા હોય છે.

વિચાર એટલે સુવિચાર, સદ્‌વિચાર. એ વિચારમાં વિવેક હોય જ. એમાં નિર્ભેળ સ્વાર્થ જ ન હોય. એમાં દીર્ઘ દૃષ્ટિ હોય.

બુદ્ધિ એ માનવીનું વિશિષ્ટ તત્ત્વ છે. એ બુદ્ધિનો સદુપયોગ તે સદ્ વિચાર.

વિચારો અને વિકલ્પો વચ્ચે ઘણું અંતર છે. વિચાર અંતરને સ્પર્શે છે. વિકલ્પો ઉપરછલ્લા હોય છે.

વિચારની આટલી આવશ્યકતા છે. કારણ કે, વિચારના અભાવે દરેક ક્ષેત્રમાં કુરૂઢિઓ જામે છે. અને પરિણામે સમાજની અને ધર્મની પ્રગતિ અટકે છે.

હવે આપણે એક દ્રષ્ટાંત જોઈએ.

એક ગુરૂ હતા. એમને ૫૦૦ શિષ્ય હતા. એક વખતે સૌને જમવાનું આમંત્રણ મળ્યું. બધા જમવા જઈ રહ્યા હતા. ગુરૂ આગળ છે. શિષ્યો પાછળ છે. રસ્તામાં એક ગાડર પડેલું. તેને કાંટો વાગેલો. કાંટો ઉંડો ખુંચી ગયેલો. ગાડરને વેદના થતી હતી. ગુરૂએ આ જોયું. એમના અંતઃકરણમાં દયાની ભાવના સ્ફુરી. એમણે કાંટો ખેંચી લીધો. સાથે ચાર પાંચ વાળ પણ ખેંચાઈ ગયા. એક શિષ્યે આ જોયું. એને થયું "આજ એકાદશી છે તેથી ગાડરના વાળ ખેંચવા પડતા હશે." અને એ શિષ્યે ચાર પાંચ વાળ ખેંચ્યા. અને એમ બધા શિષ્યોએ વાળ ખેંચ્યા. ગાડરને તો ખૂબ ત્રાસ થયો. વળતી વખતે ગુરૂએ આ દ્રશ્ય જોયું. એમનું હૃદય દ્રવી ઉઠયું. એ બોલ્યાઃ–"આવું ઘાતકી કર્તવ્ય કોણે કર્યું હશે?"

પટ્ટશિષ્ય બોલ્યોઃ "ગુરૂજી, આપે કર્યું એમ અમે કર્યું."

ગુરૂ કહે છે. "અરે રે! તમે તો કેવા છો? મને પૂછવું તો હતું!"

એવું જ અસ્પૃશ્યતાનું છે.

જ્યારે માણસ વિચાર કરતો નથી ત્યારે એ ધર્મના બહાને-ધર્મના નામે અધર્મ કરી બેસે છે.

× × ×

**૨ ન્યાય સંપન્નતા**

જે માનવી વિચારશીલ હોય છે તે બધી વાતનો વિચાર કરે છે. એ પોતાની આજીવિકાનો વિચાર કરે છે. પોતાની આજીવિકા એ નીતિમય માર્ગે મેળવે છે.

એ વ્યાપારી હશે તો વધુ ભાવ નહિ લે. યોગ્ય નફો લઇ વસ્તુ વેચશે. એ એક વસ્તુ બતાવી બીજી વસ્તુ નહિ આપે. પોતાની વસ્તુની ખોટી પ્રશંસા નહિ કરે.

એ નોકર હશે તો પ્રમાણિકપણે વફાદારીથી નોકરી કરશે.

એ અધિકારી હશે તો પોતાના અધિકારનો દુરૂપયોગ નહિં કરે. ન્યાય અને નીતિથી એ સત્તા વાપરશે.

પોતાના સ્વાર્થ ખાતર એ સત્તાનો દુરૂપયોગ નહિ કરે. અરે, શુભ પરિણામ માટે પણ એ કોઇને અન્યાય નહિ જ કરે.

**૩ પરોપકાર**

માનવો જ્યારે સદ્‌વિચાર કરતો થાય છે ત્યારે એનામાં આ ભાવના પ્રગટે છે.

> कथमिदं जातं कोवै कर्ताऽस्य विद्यते :
> उपादानं किमस्तीह विचारः सोऽयमी दृशः

હું કોણ? વિશ્વ શું? એનો કર્તા કોણ? હું કેમ જન્મ્યો? જગતનું મૂળ કારણ શું?

પછી તો એ આગળ વિચારે છે.

> હું કોણ ને આ બધું શું?
> સ્વરૂપ શું મારૂં ખરૂં?
> કોના સંબંધે વળગણા,
> રાખું કે પરિહરૂં?

માણસને જ્યારે આ વિચારો આવે છે ત્યારે એનું દૃષ્ટિબિંદુ પલટાઇ જાય છે.

વિચારની ભૂમિકા આવ્યા પહેલાં તો એ માત્ર પેટ ભરવાની કાળજી કરતો હોય છે. સાચા જુઠ્ઠાનો એને વિચાર નથી હોતો. નીતિ અનીતિનો એને ખ્યાલ નથી હોતો. માત્ર સ્વાર્થનો જ એ વિચાર કરે છે.

પરંતુ જ્યારે માનવી વિચારશીલ બને છે ત્યારે એનામાં ન્યાયસંપન્નતા આવે છે. એ તત્ત્વને આપણે ઉપર જોઈ ગયા; અને પછી માણસનો સ્વાર્થ ઓછો થાય છે. એનામાં પરોપકારવૃત્તિ પ્રગટે છે.

માનવી કોઇને દુઃખી જુએ, મુશ્કેલીમાં જુએ ત્યારે એનું હૃદય દ્રવે. એના પ્રત્યે એને સહાનુભૂતિ થાયઃ એને મદદ કર્યા વગર એ રહી ન શકે.

દાદાભાઇએ પાંડયા એક દિવસ તાપીના કિનારે ઉભા હતાઃ ૧૮૮૬ ની એ સાલ ખૂબ પુર આવ્યું છે. નદીમાં ઢોર અને માનવી તણાઇ રહ્યા છે. દાદાભાઇને થયું.–" હું માનવી છું. આ ઢોર અને માણસોને હું તણાતા જ જોઇ રહું તો તો મારી જનેતા લાજે. "

દાદાભાઈ કાછોટો લગાવ્યોઃ એમણે નદીમાં ઝંપલાવ્યુંઃ એમણે ખૂબ પ્રયત્નો કરી ૧૦૬ જીવોને ઉગાર્યાઃ ખૂબજ થાકયા ત્યારે એ બહાર નીકળ્યા. આ પરોપકારની ભાવના માનવીમાં સહજ હોવી જોઇએ.

## ૪ નિર્ભયતા

પરોપકારની ભાવના હોય પરંતુ નિર્ભયતા ન હોય તો એ ધન આપી શકે, દાન કરી શકે, પરંતુ એથી વધુ મહત્વના એવા તન અને વચનથી પરોપકાર ન કરી શકેઃ એનામાં મર્દાનગી અને નૈતિક હિંમત ન હોય તો એ જોખમ હોય ત્યાં પરોપકારનાં કાર્યો નહિં કરી શકે. પછી જાન તો શેનો જ આપી શકે?

પરંતુ જે ખરો મર્દ છે તેને મરવાની ચિંતા નથીઃ એ તો સમજે છે :

હરિનો મારગ છે શૂરાનો,
નહિ કાયરનું કામ જો ને,
પરથમ પહેલાં મસ્તક મુકી,
વળતી લેવું નામ જો ને.

જેનામાં આ તત્ત્વ પ્રગટયું છે એ કોઈનું દુઃખ જોઈ ઉભો ન રહે: પોતાનાથી બનતું એ જરૂર કરવાનો જ. અને આવો શુરવીર પુરૂષ પ્રસંગ આવ્યે જાનને જોખમે પણ પરદુઃખભંજન રહેવાનો.

પરોપકારી પુરૂષ તન, મન અને ધનથી જગતને પોતાની શક્તિ અને સાધનનો લાભ કરે છે.

**૫ નમ્રતા**

સુવિચાર હોય : ન્યાય સંપન્નતા હોય : પરોપકાર અને નિર્ભયતા હોય...પરંતુ સાથે નમ્રતા ન હોય તો એ ગુણોનું મહત્વ ઓછું થઈ જાય છે.

પોતે જે કરે છે તે ફરજ તરીકે કરે છે એમ એ સમજેઃ કોઈ પર ઉપકાર કરે છે એમ એ ન માનેઃ કોઇને મદદ કર્યાનો એને અહંકાર ન હોય.

આંબો આંબલી જેમ જેમ ફાલતા જાય છે, જેમ જેમ તેનાં ફળો થતાં જાય છે અને સુવાસ વધતી જાય છે તેમ તેમ એ વૃક્ષો વધુ ને વધુ નીચા નમે છે.

તેમ માનવી જેમ જેમ પરોપકાર, નિર્ભયતા આદિ ગુણોમાં આગળ વધતો જાય છે તેમ તેમ એને લાગે છે કે કરવાનું ઘણું છેઃ અને પોતે તો બહુ જ થોડું કરી શકે છેઃ કર્યાનું એને અભિમાન નથી થતુંઃ પરંતુ જે નથી કરી શકતો એ માટે એને દુઃખ થાય છે.

માત્ર કર્યાનું અભિમાન ન થાય એમ નહિં: કુળ, જાતિ, ઐશ્વર્ય: લાભ: રૂપ: તપ: જ્ઞાન: બલ એ આઠ પ્રકારમાંથી કોઈ પ્રકારનો મદ ન થાય તેની એ કાળજી રાખે: અને નમ્ર બનવા પ્રયત્નશીલ રહે.

જ્યારે આ પાંચ તત્ત્વોનો માનવીમાં સુમેળ થાય ત્યારે એ ખરો માનવી થયો ગણાય: એનામાં માનવતા પ્રગટી એમ કહેવાય.

માનવતાની આ ભૂમિકા પ્રાપ્ત થયા પછી માનવી ધર્મ તરફ પગરણ માંડવાનો અધિકારી બને છે.

હાલના જીવન વ્યવહારમાં આ તત્ત્વો ખૂબ જ જરૂરના છે. આજનો જીવન સંગ્રામ એવા પ્રકારનો થઈ ગયો છે કે—આ તત્ત્વો જીવનમાં ઉતારવા ઇચ્છનારને મુશ્કેલી તો પડવાની જ.

જે વિચાર કરશે તેને વિચારપૂર્વક ચાલ્યા વગર પણ ન ચાલે: આ માણસે રૂઢિનો વિરોધ કરવો પડશે: એમ કરતાં થોડો ઘણો વિરોધ પણ સહન કરવો પડશે: પરંતુ છેવટે તો લોકો એમને અનુસરવાના જ. પરંતુ વિચારશીલ માણસ બધું પ્રેમપૂર્વક કરવા પ્રયત્ન કરશે.

પરોપકાર, નિર્ભયતા અને નમ્રતા એ તો હૃદયમાં ઉગી શકે; એ ગુણો પ્રગટાવવામાં ભોગ તો આપવો જ પડે: પરંતુ ભોગ સિવાય ઉંચે ન જ જઈ શકાય એ દેખીતી વાત છે.

અત્યારના જીવનવ્યવહારમાં મુશ્કેલ વસ્તુ તો છે રોજીની: નીતિમય રોજીની: આજનો ધનસંચય મુખ્યત્વે સત્તા, સાધન અને સંપત્તિના બળથી ગરજવાન, ગરીબ અને સંગઠ્ઠનવિહિન લોકોની નબળાઈનો લાભ લેવાથી જ થઈ રહ્યો છે: આ ધનસંચયને નીતિમય રોજી તો નહિં જ કહી શકાય.

ત્યારે જેને ન્યાયસંપન્ન રહેવું છે તેણે ધનસંચયનો લોભ જતો જ કરવો પડશે: તેને શરૂઆતમાં આજીવિકાનો માર્ગ પણ બદલવો પડે: કેટલીક મુશ્કેલી પણ સહન કરવી પડે: લોકો એને કદાચ મૂર્ખ પણ કહે. પરંતુ જેને ધર્મ પ્રતિ જવું છે તેણે તો પોતાના અંતરના અવાજને સંતોષવો રહ્યો: લોકોના અભિપ્રાયનું મહત્ત્વ એને મન બહુ નહિ હોય.

અને એ એકદમ પલ્ટો ન કરી શકે તો પણ એની વૃત્તિ તો એ તરફ રહેવી જ જોઇએ: એ ઓછામાં ઓછું એટલું તો જોશે કે હું જેના પાસેથી કામ લઉં છું તેને ન્યાયી વળતર આપું છું કે કેમ? એ વાતનો નિર્ણય બીજા કેટલું વળતર આપે છે એ પરથી નહિ થઈ શકે, પરંતુ પોતે જે વળતર આપે છે તેથી એ માણસનો જીવન-નિર્વાહ યોગ્ય રીતે થઇ શકશે કે કેમ એ પરથી નક્કી થઈ શકશે.

સાથે સાથે એ એમ પણ વિચારશે કે પોતાના વ્યવસાયથી સમાજ, દેશ કે જગતને હાનિ તો નથી થતીને?

× × ×

## માર્ગાનુસારીપણું

ઉત્તરાધ્યયન સૂત્રના ત્રીજા અધ્યાયની પ્રથમ ગાથા આપણે ઉપર જોઈ ગયા. મનુષ્યત્વ પછી શ્રવણને એ મૂકે છે. શ્રવણ દુર્લભ છે. શ્રવણ કરવાની જિજ્ઞાસા થવી, તિવ્ર ઇચ્છા થવી એ દુર્લભ વસ્તુ છે. શ્રવણની ઇચ્છા ત્યારે થાય જ્યારે એને ધર્મમાર્ગ માટે જિજ્ઞાસા થઈ હોય. આ ભૂમિકાને માર્ગાનુસારીપણું કહેવાય છે: એના મુખ્ય તત્ત્વો ચાર છે.

૧ પ્રકૃતિ ભદ્રતા.

૨ ઋજુતા એટલે કે પ્રકૃતિ સરળતા.

૩ કરૂણા.

૪ નિરભિમાનપણું.

## ૧ પ્રકૃતિ ભદ્રતા

પ્રકૃતિ ભદ્રતા એટલે હૃદયની ઉદાત્તતા. સ્વ અને પર પ્રત્યે કલ્યાણકારી સ્વભાવ.

એ સૌનું કલ્યાણ ઇચ્છેઃ નિમિત્ત મળતાં પોતાનું કલ્યાણ કરવા પણ એટલો જ તત્પર રહે.

આનું એક દ્રષ્ટાંત લઈએ.

એક શેઠ હતાઃ હમેશાં ધર્મસ્થાનકે જાયઃ સાધુનો યોગ હોય ત્યારે વ્યાખ્યાનનો પણ લાભ લે. એક વખતે એક ચારિત્ર્યશીલ અને વિદ્વાન મુનિનું આગમન થયું. શેઠ આનંદથી વ્યાખ્યાન સાંભળવા જાય છેઃ આ છતાં આ ધાર્મિકતાની અસર એમના વ્યવહાર પર નહોતી પડી.

શેઠને એક પુત્ર હતોઃ એ ભદ્રિક પ્રકૃતિનોઃ એણે મુનિરાજની વિદ્વતા વિષે સાંભળ્યુંઃ એને ઇચ્છા થઈ શ્રવણનીઃ પરંતુ પિતાએ કહ્યું. "તારૂં કામ નહિઃ આ મુનિરાજ તો વળી જુદી જાતના છે."

પુત્રને વધુ જિજ્ઞાસા થઈઃ પરંતુ પિતાની આજ્ઞા વગર કેમ જવાય ! એક દિવસે તક મળીઃ શેઠ વ્યાખ્યાન સાંભળવા ગયા છેઃ પુત્ર દુકાને બેઠો છેઃ એક ગ્રાહક આવે છેઃ શેઠ વિષે પૂછે છેઃ પુત્ર કહે છે. "તમારે જોઈતું હોય તે હું બતાવું."

"મારે તો શેઠનું જ કામ હતું." ગ્રાહકે જવાબ આપ્યો.

"ત્યારે હું બોલાવી લાવું." એમ કહી પુત્ર ધર્મસ્થાનકે જાય છેઃ મુનિરાજનું વ્યાખ્યાન ચાલે છેઃ શેઠનું ધ્યાન પુત્ર પર ગયુંઃ પુત્રે

ઈશારાથી સમજાવ્યું: પિતાએ ઇશારાથી જવાબ આપ્યો–"હું હમણાં આવું છું: તું જા."

પુત્રે ઈશારાથી કહ્યું–"થોડું સાંભળવાની મારી ઇચ્છા છે."

પિતા જવાબ આપી શકે તે પહેલાં એમને પોતાનું લક્ષ જરા વાર વ્યાખ્યાન તરફ રાખવું પડયું: કારણ શેઠ હોંકારા પુરાવતા હતા.

શેઠે તુરત જ પુત્રને જવા ઈશારો કરી દીધો.

આજ્ઞાંકિત પુત્ર ચાલ્યો ગયો: પરંતુ થોડી વાણી એણે સાંભળી હતી. "સર્વ જીવો સમાન છે: સૌમાં આત્મા છે, આત્મવત્ સર્વ ભૂતેષુ–સર્વ જીવોને તમારા સમાન ગણો." પુત્રે આ સાંભળ્યું: એને માટે આ નવી વાત હતી: દુકાને આવી બેઠો: પરંતુ વિચાર તો મુનિરાજની વાણીના જ આવ્યા કરે છે. ત્યાં ગાય આવી: ગાયે અનાજમાં મોઢું નાખ્યું: પ્રથમ તો રૂઢ સંસ્કાર પ્રમાણે લાકડી લઈ લગાવવા ઇચ્છા થઈ: ત્યાં "આત્મવત્ સર્વ ભૂતેષુ" કાનમાં ગુંજ્યું. "ગાયનો અને મારો આત્મા સમાન ગાય ભલે ખાય: મને ખાવાનું મળે છે: એને પણ મળવું જોઇએ."

ત્યાં તો શેઠ આવ્યા: ગ્રાહકને બદલે એણે તો ગાય જોઈ: અને તે પણ અનાજ ખાઈ રહી હતી: એમણે તો ઝટ લીધી લાકડી: અને ગાયને ઝીંકી: ગાય તો બેવડ વળી ગઈ: આ દ્રશ્ય જોઈ પુત્રને ભારે આઘાત થયો.

પિતા કહે છે "આમ વેપલો ન થાય......"

"પરંતુ પિતાજી, મુનિરાજ કહેતા હતા–આત્મવત્ સર્વભુતેષુ .." પુત્રે કહ્યું.

"હું તને નહોતો કહેતો આ સાંભળવાનું તારૂં કામ નથી: એક જરા ગોળી લાગી અને તું તો ઘાયલ થઈ ગયો: આટલા આટલા વર્ષથી અમે સાંભળીએ છીએ પણ અમે એમ ઘાયલ કદી ન થઈએ..."

કરણુ પુત્ર ભદ્રિક પ્રકૃતિનો હતો: પિતાનું હૃદય તદ્દન કોરૂં હતું: એ માત્ર શ્રવણને જ ધર્મ માનતા હશે.

× × ×

## ૨ ઋજુતા.

પ્રકૃતિથી આ માણુસ સરળ હોય: એનામાં નિષ્પાપ વૃત્તિ હોય: એ સહૃદય હોય: એ નિખાલસ હોય: એનું દિલ સાફ હોય: એ કોઈને છેતરે નહિ: પોતે છેતરાઈ છુટે.

સરળતાનું દ્રષ્ટાંત નામદેવ છે. નામદેવના પિતા પ્રભુભક્ત હતા: પિતા પ્રભુને હમેશાં પ્રસાદ ધરાવતા: નામદેવના મનમાં એમજ હતું કે પ્રભુ આ પ્રસાદ સ્વિકારી લેતા હશે. પરંતુ એક દિવસે એણે જુદું જ જોયું: પ્રસાદ પ્રભુ પાસે જ પડયો છે: "કેમ પ્રભુએ પ્રસાદ ન લીધો? પ્રભુ નારાજ થયા હશે? પ્રભુ ન ખાય તો હું પણ ન ખાઉં." નામદેવે તો હઠ લીધી.

આ એમની સરળતા બતાવે છે.

કથા કહે છે પ્રભુને પ્રગટ થવું પડયું: અને પ્રસાદ સ્વિકાર્યો.

## ૩ કરૂણા.

સામાન્ય રીતે આપણે જેને દયા કહીએ છીએ તેનો આ ઉચ્ચ પ્રકાર છે.

દયાના પાંચ પ્રકાર:

મહેર, રહમ, દયા, કરૂણા, અનુકંપા.

મહેરમાં તો સ્વાર્થ છે: જેના પાસેથી આપણે કામ લઈએ છીએ તે સારૂં કામ કરે તેની સારી કદર કરવી: વચનથી અને ધનથી કદર કરવી તે મહેર.

પછી આવે રહમ. કોઈ દુઃખીને જોઈ તેને માટે કરી છુટવા ઇચ્છા થાય અને કરી છુટે એ કક્ષાઃ પણ અહિં એ કર્યા બદલ અભિમાન રહે છે.

તે પછી આવે છે દયા.

આ કક્ષાએ પહોંચેલ માણસ કોઈનું દુઃખ જોઈ દ્રવી પડે છે. અભિમાનની માત્રા બહુ ઓછી હોય છે. નમ્રતા પ્રગટી હોય છેઃ અહિં સુધી તો માનવતાની કક્ષા આવી.

તે પછી આવે છે કરૂણા. અહિં તો સ્નેહ કરતા ઉચ્ચ કક્ષા છેઃ આખા વિશ્વના દુઃખ માટે આ માણસને લાગી આવે. બધા દુઃખીઓનું દુઃખ દૂર થાય એવું એ હૃદયપૂર્વક ઇચ્છે અને એ માટે પ્રયત્ન કરે.

બુદ્ધ ભગવાને કહ્યું–"આખી દુનિયાના દુઃખો હું જોઈ રહ્યો છુંઃ એ બધાના દુઃખો દૂર ન થાય ત્યાં સુધી મારે નિર્વાણ નથી જોઈતું."

આ બુદ્ધ ભગવાનની કરૂણા.

આ પછીની ભૂમિકા આવે છે અનુકંપાનીઃ તે આપણે હવે પછી વિચારવાની આવશે.

## ૪ નિરભિમાનપણું

આ ભૂમિકામાં સહજ નમ્રતા હોય છેઃ અભિમાન ઓગળી ગયું હોય છે.

આવો માનવી દિલનો દરિયાવ અગર સાગર પેટ વાળો હોય છેઃ કોઈએ એને ખાનગી વાત કહી હોય એ વાત એના પાસેથી કોઈ કઢાવી ન શકેઃ ન એ કોઈને કહે; ન એનો ગેરલાભ ઉઠાવે.

બીજાને સુખી જોઈ એને આનંદ થાય: એને કોઈની ઈર્ષ્યા થાય નહિં.

એ અદ્રોહી હોય: કોઇને કદી છેહ ન આપે: નિરભિમાનપણા સાથે આ ગુણો સંકળાએલા છે: એ એનામાં હોય જ.

નિરભિમાનપણાનું એક દ્રષ્ટાંત જોઇએ.

અમદાવાદના સુબા અને મહાજન વચ્ચે ચર્ચા થતી હતી: પ્રશ્ન થયો: " આ શાહ તો કેવા ? "

" પ્રથમ શાહ પછી બાદશાહ એવા અમે શાહ. " મહાજને જવાબ વાળ્યો.

સુબાએ કહ્યું. " જો એમ છે તો તમારા પ્રથમ સ્થાનની ખાત્રી કરાવી દેજો: આ વર્ષે ગુજરાતમાં દુષ્કાળ છે: એ માટે રાજ્ય કંઇ વ્યવસ્થા નહિ કરે: તમે કરી લેજો."

મહાજન ભેગું મળ્યું. સહુના સહકારથી કામ પતાવવા નિર્ણય કર્યો. મહાજન ફાળો કરવા નીકળ્યું છે: કોઇ આખા ગુજરાતને એક દિવસ જમાડવાનું ખર્ચ આપવા કબુલ થાય છે: કોઇ બે દિવસ નોંધાવે છે: મુદત ભરાઈ જવા આવી છે: દિવસો હજી ઘણા નોંધવાના છે: મહાજન હડાળાના પાદરથી પસાર થાય છે: ત્યાંનો ખીમો એમને રોકે છે. " ખાધા વગર ન જવા દઉં. "

" પણ ભાઈ કામ ઘણું છે...વખત થોડો છે." મહાજને કહ્યું... પણ છેવટ ખીમાના આગ્રહને મહાજન વશ થયું: ખીમાએ એમની આગતા સ્વાગતા કરી: મહાજનને જવાનો વખત થયો: ખીમો મહાજનને વિનંતિ કરે છે:

ખરડાનો કાગળ મને આપો: મારી પણ કંઇક આપવાની ઇચ્છા છે."

મહાજન એને કાગળ આપે છે...

ખીમો એક નહિં, બે નહિં...ત્રણુસો ને સાઠ દિવસ પોતાના નામ સામે લખે છે.

મહાજન સ્તબ્ધ થઈ જાય છે...કહે છે. "કંઈ ભૂલ તો નથી થતી ને? આખા ગુજરાતને જમાડવાની વાત છે આ તો!"

"ભૂલ તો નથી થઈ: પૂરો ખ્યાલ છે: કૃપા કરી મારી માગણી સ્વિકારી લેજો."

મહાજનને પછી ખીમાએ પોતાની સમૃદ્ધિનો થોડો ખ્યાલ આપ્યો: મહાજને જોયું કે ખીમાને ત્યાં ઘોડા પણ સોનાને ખીલે બંધાય છે: ખીમાએ આ બતાવ્યું પ્રદર્શન માટે નહિં પરંતુ મહાજનની શંકા દૂર કરવા.

ગુજરાતને આખા વર્ષ સુધી અન્ન આપવા જેટલું દાન: અને દાતા એ દાન સ્વિકારવા વિનંતિ કરે છે: સ્હેજ પણ અભિમાન નહિં. આ છે સહજ નમ્રતા અને નિરભિમાનપણું.

માર્ગાનુસારીપણાના આ ચાર તત્ત્વો પ્રગટાવ્યા પછી ધર્મની નજીક આવી શકાય: હવે ધર્મ માટે પૂરી લાયકાત આવી.

માનવતા પ્રગટયા પછી માનવી આગળ વધવા ઇચ્છે: વધુ વિકાસ ઝંખે. એનામાં આ ચારે તત્ત્વો ધીમે ધીમે પ્રગટવાના જ.

આ ચારે ગુણો—પ્રકૃતિ ભદ્રતા, ઋજુતા, કરૂણા, નિરભિમાનપણું અંતરના ગુણો છે. અને એ ગુણોની ખીલવણી માત્ર આજના યુગમાં જ નહિં પરંતુ સર્વ યુગમાં આત્માર્થી માટે અનિવાર્ય છે.

ધર્મમય જીવન માટેની પ્રથમ બે ભૂમિકા આપણે વિચારી ગયા: હવે આપણે ત્રીજી ભૂમિકા વિચારીશું. એ ભૂમિકા છે સમકિતની. ઉત્તરાધ્યયનની ગાથાના શબ્દોમાં કહીએ તો શ્રદ્ધાની ભૂમિકા.

× × ×

## ૨૭

# સમકિત

આજે આપણે સાધુ મુનિ પાસે જઇએ છીએ ત્યારે તેમાંના કેટલાક કહે છે–"અમારી પાસે સમકિત લો" એમના સમકિતનો અર્થ એ સાધુજી ગામમાં હોય ત્યાં સુધી એમના હમેશાં દર્શન કરવાઃ અને એમને ગુરૂ તરીકે માનવા. આપણે આ સમકિતની વાત નથી કરતાઃ આ સમકિત પણ નથીઃ આની પાછળ તો માન-પ્રતિષ્ઠાનો મોહ જ છે.

આપણે જે સમકિતની વાત કરવા માગીએ છીએ તે તો મહામોલું છેઃ માનવતા અને માર્ગાનુસારીપણાની ભૂમિકા વટાવ્યા બાદ ત્યાં પ્રવેશ મળી શકે છે.

સમકિત એટલે સમતા.

સમકિતનાં પાંચ અંગો શાસ્ત્રકારોએ ફરમાવ્યા છેઃ ૧ શમ ૨ સંવેગ ૩ નિર્વેદ ૪ અનુકંપા ૫ આસ્થા. આ તત્ત્વોને હવે આપણે વિચારીએ.

### ૧ શમ

જ્યારે બધા કદાગ્રહો શમી જાય ત્યારે જે સ્થિતિ થાય તે શમઃ જ્યારે કદાગ્રહો શમી જાય ત્યારે સત્યાગ્રહ પ્રગટે.

શમનું પ્રથમ લક્ષણ સત્યાગ્રહ. સત્યાગ્રહ એટલે મારૂં એટલું સાચું એમ નહિંઃ સત્યાગ્રહ એટલે સત્ય સમજવાની તાલાવેલીઃ સત્યની જિજ્ઞાસાઃ અને જે સત્ય દેખાય અને સમજાય તે પ્રમાણે આચરવાની તૈયારીઃ એ પોતાનો અભિપ્રાય કદી ઉતાવળે ન બાંધેઃ બીજાની દૃષ્ટિ સમજવા એ સદા તૈયાર રહેઃ બીજાની દૃષ્ટિમાં જે સત્ય હશે તે વિના સંકોચે સ્વિકારી લેવા એ તત્પર રહેઃ પોતાની માન્યતા ભૂલ ભરેલી લાગતાં એ પોતાનો મત સુધારી લે.

જેનામાં શમ પ્રગટયો છે એ માનવી લાગણીવશતામાં નહિં ખેંચાય. લાગણીવશ બની એ કદી સત્યને ન છોડે: મોહ કે કષ્ટો તેને સત્યમાં ન ડગાવી શકે. જે વાત તેને સત્ય લાગતી હોય તેમાં એ ગમે તેવા સંજોગોમાં પણ અડોલ રહેવાનો. પ્રભુ મહાવીરના ભક્ત અર્હંન્નકને દેવે અનેક કષ્ટો આપ્યાઃ "મહાવીર ખોટા છે" એટલું બોલાવવા દેવે આકાશ પાતાળ એક કર્યા. એ પ્રમાણે ન બોલે તો અનેક મુસાફરો સાથેની નૌકાને ડુબાડી દેવાની ધમકી પણ મળીઃ પણ અર્હંન્નકની શ્રદ્ધા અડોલ જ રહી. શમનું આ બીજું લક્ષણ.

આવી વ્યક્તિ ગુણગ્રાહી હોય, જગતમાં જ્યાં જ્યાં એ ગુણ જુએ ત્યાં ત્યાંથી લેવા એ તત્પર રહે છે. આ વ્યક્તિ પોતાની નાની ભૂલને પણ મોટી ગણે. શમનું આ ત્રીજું લક્ષણ.

શમનું ચોથું લક્ષણ એ છે કે આવો માનવી બીજાના દોષો પોતા પર ઓઢી લે

'શમ' વાળો માનવી પોતાના ગુણ પણ બીજાના નામે ચડાવી દે છે. એને પ્રસિદ્ધિની ઇચ્છા નથી હોતી. અને લાયક માણસને પ્રસિદ્ધિ મળે તેમાં એને આનંદ જ થાય છે.

× × ×

## ૨ સંવેગ

શમ પછી આવે છે સંવેગઃ સંવેગનું વિરોધી તત્ત્વ આવેગ અગર કુવેગઃ બન્ને વેગ તો છેઃ પરંતુ આવેગ પાછળ કામ, ક્રોધ, લોભ એવા તત્ત્વો કામ કરતા હોય છેઃ જ્યારે સંવેગ પાછળ પ્રેમઃ સત્ય માટેની જિજ્ઞાસા એ તત્વો કામ કરતા હોય છે.

સંવેગના ત્રણ લક્ષણો છે.

પ્રથમ તાલાવેલીઃ આ તાલાવેલી શુદ્ધ વસ્તુ માટેની હોય છે.

આનંદઘનજી મહારાજની આત્મતત્ત્વ માટેની તાલાવેલી શુદ્ધ તાલાવેલી છે. એ તાલાવેલીના દર્શન એમની પ્રાર્થનામાં થાય છે.

ઋષભ જીનેશ્વર પ્રિતમ માહરો રે ॥
ઓર ન ચાહું રે કંત. ॥
મારો કંચન વરણો નાહ રે, મને કોઈ મિલાવે.

જ્યારે આત્માર્થી–સત્યાર્થી પુરુષને આવી તાલાવેલી જાગે છે પછી એનામાં સંવેગનું બીજું તત્ત્વ પ્રગટે છે: એનામાં મંથન જાગે છે. આત્મદર્શનનો માર્ગ કયો ? એ વિચારોમાં એ લીન બને છે.

જ્યારે શાલીભદ્રને ખ્યાલ આવ્યો કે શ્રેણીક પોતાની નગરીનો મહારાજા છે: એટલે શાલીભદ્રને ખ્યાલ આવ્યો કે–એના પર પણ બીજી સત્તા છે ત્યારે એને ચોટ લાગી: અને વિચારશ્રેણી ચાલી· "મારા ઉપર પણ નાથ છે ? ત્યારે હજુ તો આગળ જવાનું છે: મારો કોઈ નાથ ન હોય અને હું જ મારો નાથ બનું એ સ્થિતિ કેમ પ્રાપ્ત થાય ?'

પછી તો શાલીભદ્રને વૈભવો સુખ આપી શકતા નથી: સ્ત્રીઓ શાંતિ આપી શકતી નથી. મંથનનું આ સુંદર દ્રષ્ટાંત છે.

તાલાવેલી અને મંથન પછી આવે છે ત્યાગની ભૂમિકા.

આવા સાધકને જગતના ધન વૈભવો તુચ્છ લાગે છે: એ વસ્તુઓ પરનો એમનો મોહ ઉડી જાય છે: અને એ ત્યાગ કરવા તત્પર બને છે.

શાલીભદ્રને મંથન પછી ધન વૈભવમાં સુખ ન લાગ્યું. અને એ મહાન સંપત્તિ અને બત્રીશ સ્ત્રીઓનો ત્યાગ કરવા તૈયાર થયા.

આ ભૂમિકાનો ખ્યાલ શ્રીમદ્ રાજચંદ્રે સુંદર રીતે નીચેના ચરણમાં આપ્યો છે:

"સર્વ ભાવે ઔદાસીન્ય વૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહિં,
દેહે પણ કિંચિત મૂર્છા નવ હોય જો."

જગતના સર્વ પદાર્થો તરફ તેને ઉદાસીનતા આવે છેઃ જડ પદાર્થોમાં તેને હવે આનંદ નથીઃ એટલે કે સામાન્ય પદાર્થો કે વ્યક્તિના દેહના સંબંધો પરથી એનો રાગ ક્ષીણ થઈ તેની પાછળ રહેલા ચૈતન્ય રૂપી વિશીષ્ટ તત્ત્વનો એને અનુરાગ થાય છે. દેહની દરકાર એ નહિં કરે એમ નહિં, પણ દેહને એ સાધન ગણશેઃ જગતના સંબંધો વિકાસ માટે છે, બંધાઈ રહેવા માટે નથી એમ એ સમજે છેઃ તેને શરીર પર મોહ કે આસક્તિભાવ રહ્યો નથીઃ સંયમ–સાધના–આત્મજ્ઞાન એજ એનું લક્ષ્ય બને છે.

## ૩ નિર્વેદ

સંવેગ પછી આવે છે નિર્વેદઃ નિર્વેદ એટલે વૈરાગ્યઃ વૈરાગ્ય એટલે ઘરબાર છોડી જંગલમાં જવું, એકાંતમાં રહેવું, સર્વ જંજાળો અને સંસારનાં કાર્યોનો ત્યાગ એમ નહિં. વૈરાગ્ય એ અંતરની વાત છેઃ જ્યારે માણસમાં વૈરાગ્ય પ્રગટે છે ત્યારે જગતનાં સુખ, ભોગ વિગેરે ઉપરથી તેની દૃષ્ટિ ઉઠી જાય છે. ક્ષણિક સુખો એને આકર્ષી શકતા નથી; એનું વલણ કાયમી સુખ તરફ છે.

વૈરાગ્ય ત્રણ પ્રકારના છે.

## મોહગર્ભિત વૈરાગ્ય

પ્રથમ પ્રકાર છે મોહગર્ભિત વૈરાગ્યનો. વૈરાગ્યથી મળતી પ્રતિષ્ઠાઃ સુખઃ સગવડઃ સિદ્ધિ વિગેરેના મોહથી પ્રેરાઈ પ્રગટેલો વૈરાગ્ય તે આ પ્રકારનો,

આમાં ખરો ત્યાગ હોતો નથી: અને ત્યાગ વગર વૈરાગ્ય કેમજ ટકે ? આ વૈરાગ્યમાં જોખમ છે: કોઈ પણ સમયે આ વૈરાગ્ય ચલિત થવાનો સંભવ છે: સરળ દિલનો માનવી હોય અને ડગી રહ્યો હોય ત્યારે સમર્થ પ્રેરણા આપનાર મળી જાય તો તેનો વૈરાગ્ય શુદ્ધ વૈરાગ્ય બની જાય ખરો.

બીજા પ્રકારનો વૈરાગ્ય તે—

## દુ:ખગર્ભિત વૈરાગ્ય.

કોઈ મહાન આપત્તિ કે દુ:ખ આવી પડે, કોઈ આઘાત લાગે અને માણુસને સંસાર અસાર લાગી જાય અને વૈરાગ્ય તરફ વળે તે આ પ્રકારનો વૈરાગ્ય. આ વૈરાગ્ય પાછળ દુ:ખ અગર તિરસ્કાર હોય છે: ભર્તૃહરીને જ્યારે વૈરાગ્ય આવ્યો ત્યારે તેમાં પિંગલા, અશ્વપાલ વિગેરે પર તિરસ્કાર હતો.

જ્યાં સુધી એ દુ:ખ અને તિરસ્કાર ચાલુ રહે ત્યાં સુધી આ વૈરાગ્ય શુદ્ધ વૈરાગ્ય નથી બની શકતો.

## જ્ઞાનગર્ભિત વૈરાગ્ય.

વૈરાગ્યનો ત્રીજો અને શુદ્ધ પ્રકાર જ્ઞાન ગર્ભિત વૈરાગ્યનો છે. જેને આ વૈરાગ્ય થઈ ગયો છે તેને જગત પ્રત્યે હૃદયપૂર્વક-સમજપૂર્વક આસક્તિ ઉડી જાય છે: અને એને પરમતત્ત્વ: આત્મતત્ત્વની પ્રાપ્તિ માટે આ બધી વસ્તુઓ છોડવી તદ્દન સ્હેલી લાગે છે: એ વસ્તુઓ સ્હેજે છુટી જાય છે.

શાલીભદ્રનો વૈરાગ્ય એવો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય હતો: બત્રીસ સ્ત્રીઓની વિનવણીઓ છતાં એ સંસારમાં ન રહી શક્યા: ન જ રહી શકે તેવો એમનો ઉત્કટ વૈરાગ્ય હતો. એનો જ વૈરાગ્ય શાલીભદ્રના બનેવી ધન્નાનો હતો.

પરંતુ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય ઉદ્ભવે એટલે એ માનવી દિક્ષા જ અંગીકાર કરે એમ નિશ્ચિત ન કહેવાય. ગૃહસ્થાશ્રમમાં રહ્યા રહ્યા પણ આ વૈરાગ્ય ટકી શકે છે. એવા વૈરાગીઓમાં જનક વિદેહીનું નામ આગળ પડતું છે. દેહ છતાં એ વિદેહી કહેવાયા: કારણ એમની આસક્તિ છુટી ગઈ હતી.

જ્ઞાનગર્ભિત વૈરાગ્ય એટલે એવા પ્રકારનો વૈરાગ્ય કે જેના ગર્ભમાં જ્ઞાન છે. વૈરાગ્ય એ અંતરની વસ્તુ છે. આ પ્રકારના વૈરાગ્યમાં મોહ કે તિરસ્કાર ન હોય.

નિર્વેદ પછીનું લક્ષણ અનુકંપા.

આપણે માર્ગાનુસારીપણા વિષે વિચાર કર્યો ત્યારે જે ભાવનાને આપણે દયા તરીકે ઓળખીએ છીએ તેના જુદા જુદા પ્રકાર આપણે તપાસ્યા: તેમાં મહેર, રહમ, દયા, કરૂણાનો વિચાર કર્યો: અને અનુકંપાનો માત્ર ઉલ્લેખ જ કર્યો હતો. તેનો અહિં વિશેષ વિચાર કરવાનો છે.

**અનુકંપા**

અનુકંપાને ભાવ દયા પણ કહી શકાય. બીજાનું દુ:ખ જોઈ માત્ર હૃદય દ્રવે એટલું જ નહિં, પણ હૃદય કંપી જાય એ અનુકંપા: અને અનુકંપા ભાવ જાગે ત્યારે બીજાનું દુ:ખનષ્ટ કરવા એ માનવી પ્રયત્ન તો કરે જ: પરંતુ સાથે સાથે એ જાણતો હોય છે કે માત્ર આ રીતે મદદ કરવાથી કાયમ માટે દુ:ખ ટાળી શકાતું નથી: કાયમી દુ:ખ તો આત્મજાગ્રતિથી જ જાય. એટલે એ બધા માનવીઓને આત્મ-દર્શન કેમ થાય, આત્મ જ્ઞાનની જે લહેજત પોતે માણી રહ્યો છે એ બીજા કેમ માણે એ માટે પણ પ્રયત્ન કરે.

અનુકંપા જેનામાં પ્રગટી હોય છે તેનામાં અભિમાનનો તો અંશ પણ ન હોય. અનુકંપાવાળો દુ:ખના મૂળને શોધે છે: અને એ મૂળ દૂર કરવા પ્રયત્ન કરે.

**અનુકંપાને વિશ્વ વાત્સલ્ય પણ કહી શકાય: અનુકંપાવાળો માનવી જગતના સહુ જીવ પ્રત્યે વાત્સલ્ય પ્રગટાવે છે: અને બધાને ઉચ્ચ કક્ષા પર લાવવા ઇચ્છે છે.**

અનુકંપા એ શુદ્ધ પ્રેમની ભૂમિકા છે.

× +

સમકિતનું પાંચમું તત્ત્વ આસ્થા હવે વિચારીએ.

**આસ્થા**

આસ્થા એટલે સ્થિરતા.

આ ભૂમિકા શ્રીમદ્ રાજચંદ્રે નીચેના શબ્દોમાં વર્ણવી છે.

આત્મ સ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્તે દેહ પર્યંત જો;
ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી,
આવી શકે નહિં તે સ્થિરતાનો અંત જો.

આ સ્થિતિ હોય ત્યારે માનવી આત્મારૂપી હિમાલયમાં ઠંડો બની ગયો હોય: શાંત બની ગયો હોય. એ જડ શીતળતાની સ્થિતિ નથી: ચૈતન્યવંત સ્થિરતાની એ સ્થિતિ છે. મન વચન અને કાયાથી એ પોતાની સ્થિરતામાં અડોલ હોય.

સ્થિરતા એટલે વસ્તુની પ્રતીતિ થઇ ગઇ છે: આત્મતત્ત્વ વિષે શ્રદ્ધા ચોટી છે: એ શ્રદ્ધા હવે અડોલ બની છે.

આપણે અહિં જે આસ્થાની વાત કરી છે તે શ્રદ્ધાની વાત છે, અંધશ્રદ્ધાની આ વાત નથી.

અંધશ્રદ્ધા વસ્તુની પૂરી સમજ વગર થાય છે. આપણે એમ માનીએ કે પ્રભુને પ્રાર્થના કરીએ એટલે આપણને જોઇએ તે મળે;

પ્રભુને ચરણે થોડું ધરીએ તો આપણને અનેકગણું પ્રભુ આપે: પ્રભુ એમ આપતો હશે કદી ? તો તો પ્રભુને આપણે લાંચીયો ગણ્યો કહેવાય. આ તો પ્રભુને સર્વ શક્તિમાન અને જગતનો કર્તા માનનારની માન્યતા.

પરંતુ જૈનો પણ વિતરાગ પાસે ક્યાં નથી માગતા ? લાખો—પતિ પાસે એક પૈસો માગવો એ તેનું અપમાન જેવું ગણાય: તેમ ચૈતન્યપુંજ સમા વિતરાગ પાસે જડ વસ્તુઓ માગવી એ વિતરાગતાનું અપમાન જ છે.

અંધશ્રદ્ધા હોય ત્યાં જ્ઞાન અને સ્થિરતા નથી હોતા. એટલે નિમિત્ત મળતાં અંધશ્રદ્ધાવાળો ચલિત થઈ જાય અને અશ્રદ્ધાળુ પણ બની જાય.

જ્યારે માનવી બુદ્ધિના તત્ત્વનો ગુલામ બને છે, એનો જ નચાવ્યો નાચે છે ત્યારે અશ્રદ્ધા જાગે છે.

સરળ હૃદયી હોય અને સુંદર નિમિત્ત મળી જાય તો અંધ શ્રદ્ધામાંથી શુદ્ધ શ્રદ્ધાની દશા પણ આવી જાય.

શુદ્ધ શ્રદ્ધાનું સુંદર દ્રષ્ટાંત સુદર્શન શેઠનું છે. અર્જુન માળીને બોધ પમાડનાર સુદર્શન શેઠે શુદ્ધ શ્રદ્ધા પ્રાપ્ત કરી હતી.

સુદર્શન શેઠને સુચના અપાઈ હતી—"આ રસ્તે જાનનો ભય છે. અર્જુન માળી હમેશાં એક નારી અને છ નરનું ખૂન કરે છે."

સુદર્શન શેઠને થયું કે અર્જુન માળીને પ્રતિબોધ પમાડવો જોઈએ: સુદર્શન શેઠને આત્મતત્ત્વ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા હતી: એમને થયું કે—"બહુમાં બહુ તો આ દેહનો નાશ થશે: પરંતુ મારા આત્માનો કોણ નાશ કરી શકશે ?" એ શ્રદ્ધાથી એ ગયા: અને અર્જુન માળીનો પલ્ટો કરાવ્યો.

સમકિતના આ પાંચ તત્ત્વોની આપણી વિચારણા પૂરી થઈ: હવે સમકિત સામેના, આત્મજ્ઞાનથી ચલિત કરનાર પાંચ દુષણોને સમજી લઈએ. ધર્મમય જીવન ગાળવા ઇચ્છનારે એ પાંચ દુષણો સામે સદા જાગ્રતિ રાખવી રહે છે.

## સમકિત વિરોધી દુષણો

શંકા: વસ્તુ વિષે શંકા જ રાખ્યા કરે: આ તત્ત્વ અનિચ્છનીય છે: ચર્ચા અને નિર્ણય ન કરવા એમ નહિં: જિજ્ઞાસાવૃત્તિથી સમજવા માટે ઉભી થતી શંકા નુકસાનકારક નથી: એમ તો પ્રભુ મહાવીરને ગૌતમ સ્વામીએ ખૂબ જ પ્રશ્નો પૂછ્યા છે.

કાંક્ષા: ધર્મ કરણી કરે, ધર્મને માને: પરંતુ સ્વાર્થ ભાવથી. ધર્મ કરણી બદલ ફળની ઇચ્છા રાખે: ધર્મ કરણીના બદલા તરીકે જડ વસ્તુઓ ઇચ્છે. જૈન પરિભાષામાં જેને નિયાણું કહીએ છીએ તે વૃત્તિ.

વિતિગિચ્છા: મનની અસ્થિરતા: ઘડીમાં એકને વળગે: ઘડીમાં બીજાને વળગે. મન ચંચળ રહ્યા કરે: આત્મતત્ત્વ વિષે નિશ્ચય ન કરે.

પરપાસંડી પ્રશંસા: એટલે અન્યમતની પ્રશંસા ન કરવી એમ નહિ: પરંતુ પર એટલે જડ: જડરૂપી પાખંડની: એટલે જડ પર નિર્ભર હોય તે વાદની પ્રશંસા ન કરવી.

પરપાસંડી પર સંથવો: એટલે ઉપર કહ્યા તેવા વાદનો પરિચય ન કરવો.

આત્મજ્ઞાનનો પરિચય અને પ્રશંસા છોડી જડ વસ્તુનો પરિચય અને પ્રશંસા ન કરવા.

આ પાંચ દુષણો ત્યાગવા યોગ્ય છે.

છેલ્લા બે દુષણો વિષે થોડું કહેવું જરૂરી છે: એનો અર્થ આજે આપણે એવો કર્યો છે કે—જૈન મત સિવાય અન્યમતનો પરિચય

કે પ્રશંસા ન કરવાઃ આ અર્થ આપણી સંકુચિતતાએ ઉપજાવી કાઢયો છે.

દરેક મતમાં અમુક સત્ય તો હોવાનું જઃ કદાચ અમુક દૃષ્ટિએ એ વિચારતાં એ સત્ય હોયઃ પરંતુ જે સત્ય તત્ત્વ હોય એ તત્ત્વનો પરિચય અને પ્રશંસા કદી બાધક ન જ નીવડે.

પ્રભુ મહાવીરે આ વસ્તુને જોઇ હતીઃ એમને લાગ્યું હતું કે માનવીઓ જુદી જુદી રીતે વિચારવાનાઃ પરિણામે અનેક વાદો જગતમાં પ્રચલિત થવાના. એ વાદો બળથી દબાવી ન શકાયઃ એ વાદોનો કોઇ રીતે નાશ ન થઇ શકેઃ તો પછી એ વાદોને પરિણામે કડવાશ અને ભાગલાઓ ન પડે એ આવશ્યક છે.

પ્રભુ મહાવીરે એ માટે જગત સમક્ષ અમૃત તત્ત્વ ધર્યુંઃ એ તત્ત્વ એટલે સ્યાદ્વાદ અગર અનેકાંતવાદ. સ્યાદ એટલે હોવુંઃ આમ પણ હોયઃ તેમ પણ હોયઃ એક વસ્તુને અનેક બાજુઓ હોય છે. એકજ બાજુ જોઈ તમે એ વિષેનો જે નિર્ણય બાંધશો એ એકાંગી હશે. વસ્તુની દરેક બાજુએ તપાસોઃ દરેક વાદમાં અમુક દૃષ્ટિએ તમને સત્ય દેખાશેઃ બધા વાદોને એ રીતે તપાસી સમન્વય કરોઃ અને અનેક વાદો હોવા છતાં તેમાં એકતા આવશેઃ જેમ સા–રે–ગ–મ–પ–ધ–ની–સા જુદા જુદા સ્વરો હોવા છતાં તેનો સમન્વય થતાં સંવાદિતા પ્રગટે છેઃ સુંદર સૂર ગાજે છે તેમ અનેક વાદોના સમન્વયથી ધર્મ અને જીવનમાં સંવાદિતા પ્રગટશે.

આ પરથી એટલી વાત સ્પષ્ટ છે કે—જે ધર્મ આટલો વિશાળ છે તે અન્યમતના પરિચય પર પ્રતિબંધ ન મૂકે. સત્ય જ્યાંથી આવે ત્યાંથી ગ્રહણ કરવાનું સ્યાદ્વાદ સુચવે છે.

ખરૂં ધર્મમય જીવન ગાળવા ઇચ્છનારે વિશાળહૃદયી બનવું પડશેઃ સંકુચિતતા છોડવી પડશે.

× × ×

આ રીતે આપણે માનવતા, માર્ગાનુસારીપણું અને સમકિત એ ત્રણ ભૂમિકા તપાસી: આ ત્રણ ભૂમિકા પસાર થનાર શ્રાવક ધર્મ આદરવાનો અધિકારી બને છે; અને જરા ઉચ્ચ ભૂમિકા હોય તો સાધુ થવાનો અધિકારી બને છે.

શ્રાવકને ત્યાં જન્મ્યા એટલે શ્રાવક થયા એ માન્યતા ખૂબ જ અયોગ્ય છે એ સમજી લેવાની ખાસ આવશ્યકતા છે: શ્રાવક એ વર્ણ, કુળ કે જ્ઞાતિ સુચક શબ્દ નથી: એ તો ગુણસૂચક શબ્દો છે: અને ગુણો શ્રાવકના પુત્રને વારસામાં મળે જ એવો નિયમ નથી.

હવે આપણે શ્રાવકધર્મ વિચારીએ.

## શ્રાવકધર્મ અને સાધુધર્મ

જ્યારે સમકિત દૃઢ રીતે પ્રાપ્ત થયું હોય છે એટલે કે વૈરાગ્ય ઉત્કટ હોય ત્યારે સાધક સાધુધર્મ અંગીકાર કરે છે: વૈરાગ્ય એટલો ઉત્કટ ન હોય તો એ સાધક ગૃહસ્થાશ્રમમાં રહીને પણ સાધના આગળ વધારી શકે છે.

શ્રાવક ભૂમિકા અને સાધુ ભૂમિકાનું ધ્યેય એકજ છે: અને તે ધ્યેય એ છે કે–વિકાસ સાધી કષાયો ટાળી પૂર્વ કર્મ સમતાથી ભોગવી લેવા: પ્રાયશ્ચિતથી જે કર્મનો બંધ છુટે તેવા કર્મોથી એ રીતે છુટવું: અને નવા કર્માને આવતા રોકવા, એ રીતે કર્મ મુક્ત થઇ, બંધન મુક્ત થઇ, પરમાત્મ સ્વરૂપ પ્રાપ્ત કરવું.

સમકિતની ભૂમિકાએ પહોંચ્યા એટલે ધર્મનો પાયો સુદૃઢ રીતે નખાયો એમ કહી શકાય; એ પાયા પર આત્મજ્ઞાન અને આત્મ-દર્શન માટેની સુંદર ઇમારત બાંધવાની છે.

આ માટે શ્રાવકો અને સાધુઓ માટે વ્રતો યોજાયા છે: તે ટુંકમાં જોઇએ.

શ્રાવક માટે બાર વ્રત યોજવામાં આવ્યા છે.

પ્રથમ પાંચ વ્રતો મુખ્ય છે: શ્રાવકના વ્રત અણુવ્રત કહેવાય છે; કારણુ કે તેમાં કેટલીક મર્યાદા છે.

પ્રથમ વ્રત અહિંસાનું છે. શ્રાવક એટલે ગૃહસ્થાશ્રમી. ગૃહસ્થાશ્રમ અંગેની અનેક ફરજો તેને બજાવવાની રહે: વળી શ્રાવક કોઇ જ્ઞાતિ કે વર્ણ સુચક શબ્દ નથી: તેથી ક્ષત્રિય શ્રાવકોને યુદ્ધ પણુ ખેલવા પડે. એ બધા માટે પ્રથમ વ્રતમાં યોગ્ય જોગવાઈ કરવામાં આવી છે.

ત્રસ જીવ, સૂક્ષ્મ એકેંદ્રિય, બે ઇંદ્રિયવાળા, ત્રણુ ઇંદ્રિયવાળા; ચાર ઇંદ્રિયવાળાઃ તથા સંજ્ઞી અને અસંજ્ઞી પાંચ ઈંદ્રિયવાળા જીવની હિંસા ન કરવાની તેમાં આજ્ઞા છે.

તેમાં એ મર્યાદા છે કે—

જીવને જાણીને, જોઇને મારવો નહિ.

અપરાધ વગર કોઈ જીવને મારવો નહિં.

અને શરીરના રોગને માટે ઔષધીની જરૂર પડે એ માટેની છૂટ સિવાય હિંસા કરવી નહિં.

શ્રાવકની પ્રતિજ્ઞામાં આટલી મર્યાદા મુકી છે. પરંતુ સાધક શ્રાવક એ છુટછાટનો ઓછામાં ઓછો ઉપયોગ કરશેઃ અને એવી છૂટ લેવા માટે એના હૃદયમાં તો દુઃખ જ થશે.

આ વ્રતોના અતિચાર–વર્જ્ય કરવા માટેના સુચનો છે: એ સુચનો તે વખતનો સમાજ વિગેરે લક્ષમાં રાખી યોજાયાં છે: તે વખતે કૃષિ પ્રધાન હતીઃ તેથી તેને અનુલક્ષીને આ અતિચારો યોજાયા છે.

એ અતિચારો પાછળનો ભાવ સમજી આપણે આજ માટેના સુચનો વિચારી લેવા ઘટે.

નોકરો કે નીચેના માણુસો પાસેથી ગજા ઉપરાંત કામ લેવું નહિઃ કોઇના નિર્દોષ આનંદમાં ભંગ પાડવો નહિઃ નોકરો અને સ્વજનો

પ્રત્યે પ્રેમમય વર્તન રાખવું: અહિંસાની ભાવનાને જીવનમાં આચરવા પ્રયત્નો કરવા. એ આજની મુખ્ય જરૂરિયાતની વસ્તુ છે.

બીજું વ્રત છે સત્યનું: તેમાં મોટી વાતો અંગે જુઠું ન બોલવાની પ્રતિજ્ઞા છે: અમુક કક્ષાનો ખ્યાલ રાખી આ મર્યાદા યોજી છે: યોગ્ય વિકાસથી જે ખરેખરો શ્રાવક થયો છે એને માટે આટલી વસ્તુ તો સહજ થઈ જાય: પરંતુ શ્રાવક તો બધી વાતોમાં સત્યપાલનનો પ્રયત્ન કરવાનો જ.

શ્રાવક માટે આ વ્રતમાં પણ અતિચારો છે.

કોઈને ધ્રાસકો પડે એવું ન બોલવું: માત્ર સત્ય જ બોલવાથી બસ થતું નથી: સત્ય: પ્રિય અને હિતકર બોલો: એવો પ્રસંગ ન હોય તો મૌન ઈચ્છનીય છે.

કોઈના રહસ્ય, કોઇની ખાનગી વાતો એ ખુલ્લી કરે નહિ.

ખોટા લેખ-પત્રો એ ન કરે.

અહિંસા અને સત્ય એક બીજા સાથે ખૂબ જ સંકળાયેલા છે.

સત્ય અને અહિંસા પ્રગતિના બે મુખ્ય સાથી છે.

ત્રીજું વ્રત અદત્તાદાનનું છે: ચોરી ન કરવી: કોઈની વસ્તુ આપ્યા વગર લેવી નહિ. તેમાં સગાંની, વ્યાપાર અંગેની તથા વસ્તુ માટે અમુક છુટછાટ મુકવામાં આવી છે.

આ વ્રતનો સાર એ છે કે-અણુ હક્કનું લેવું નહિ: એટલે કે નીતિમય રોજી માટે આ વ્રત આપણને આગ્રહ રાખવા કહે છે.

ચોરી કરવી નહિ એટલું જ નહિ ચોરને ઉત્તેજન પણ ન આપવું જોઈએ: ચોરાયેલ વસ્તુ જાણીને ખરીદાય નહિ, સમાજ વિરૂદ્ધ અને રાષ્ટ્ર વિરૂદ્ધ જેમણે ગુન્હા કર્યાં છે તેમને ટેકો આપવો

નહિ: તેમને છુપાવવા નહિ. વ્યાપારમાં કોઇને છેતરવા નહિ: પ્રમાણિક પણે વેપાર કરવો; નોકરીમાં પણ પ્રમાણિકતા જાળવવી જોઇએ.

ચોથું વ્રત સ્વદારા સંતોષનું છે. શ્રાવક તો આત્મપંથનો પથિક છે: વિષયવાસના પર એ વિજય મેળવવા ઇચ્છે છે: તેથી એને સ્વપત્નિથી સંતોષ રાખવા કહેવામાં આવ્યું છે. સ્વપત્ની સાથે પણ યથેચ્છ રીતે ભોગ ન ભોગવી શકાય. અને તેટલો સંયમ એના દરેક આચરણમાં હોય. સ્વસ્ત્રી સાથેનો દેહ સંબંધ પણ ખૂબ જ મર્યાદિત હોય.

ગૃહસ્થાશ્રમમાં સંયમી શ્રાવક શ્રાવિકાનું આદર્શ દૃષ્ટાંત વિજય શેઠ અને વિજયા શેઠાણીનું છે. બન્નેએ જીવનભર શુદ્ધ બ્રહ્મચર્ય પાળ્યું: અને પ્રભુ મહાવીરે એક પુત્રી રત્નથી જ સંતોષ માન્યો: શ્રાવક પણ આ ભૂમિકા માટે પ્રયત્નશીલ રહે.

બ્રહ્મચર્ય સાધના અંગેના અનેક આનુસંગિક નિયમો એ જરૂર પાળે જ. એનો ખોરાક સાદો અને સાત્વિક હોય. એનાં વસ્ત્રો અને આભૂષણો વિલાસ-પોષક ન જ હોય: એ ખરાબ દ્રશ્યો જુએ નહિ: એકાંત ટાળે: શયનમાં પણ વિવેક રાખે: શુદ્ધ ભાવના રાખે. કામ ભોગની ઉત્તેજના થાય એવું કંઇ કામ એ ન કરે.

પાંચમું અપરિગ્રહ વ્રત છે: પરિગ્રહની—ધન, વૈભવ, નોકર વિગેરેની મર્યાદા બાંધવા વ્રત સુચવે છે: જૈન સૂત્રોએ પરિગ્રહને મહા આરંભનું કારણ કહ્યું છે: અને પરિગ્રહ છોડવા ઉપદેશ આપ્યો છે.

વસ્તુઓની જરૂરિયાત તો દેહ ટકાવવા પૂરતી—સંસારના કર્તવ્યોના પાલન પૂરતી છે: શ્રાવકે ધન-લાલસા વગેરેને મર્યાદિત બનાવવી જોઈએ: જેથી પછી એ વધુ આરંભથી બચે અને સંતોષી બની આત્મજ્ઞાનના પંથે પ્રયાણ કરી શકે.

આજે કેટલાક શ્રાવકો આ વ્રત લે છે: અને ધારી મર્યાદા પૂરી થઈ જાય છે ત્યારે વધુ વ્યાપાર અને ધન સંચય સ્ત્રી, પુત્ર વિગેરેના

નામે કરે છે. સ્પષ્ટ રીતે આ રીતે વ્રતનો ભંગ જ થાય છે. ખરી હકીકત તો એમ છે કે એમણે વ્રત તો લીધું. પરંતુ ધનલાલસા ઘટી નથીઃ વ્રત લેતી વખતે તો એણે પ્રમાણિકતાથી લીધું પરંતુ પાછળથી એ મર્યાદાથી સંતોષ નથી થતો. એટલે આવું બને છે.

અને અગાઉ કહ્યું તેમ આજનો મોટા ભાગનો ધનસંચય પુણ્ય કરતાં પાપનું પરિણામ છેઃ એવો ધન–સંચય આત્મજ્ઞાનના પંથમાં સાધક તો ન જ નીવડેઃ પરંતુ બાધક નીવડવાનો વધુ સંભવ છે.

તે પછીના ત્રણ વ્રતો ગુણ વ્રત કહેવાય છે. તેમાં પ્રથમ વ્રત દિશાઓની મર્યાદા–એટલે કે મુસાફરી–પ્રવાસ અંગેની મર્યાદા બાંધવાનું સુચવે છે. અને તેટલી સંસારની આસક્તિવાળી પ્રવૃત્તિઓ ઓછી કરવાનો આમાં આશય છે. આ વ્રતની પણ ભાવના ખ્યાલમાં રાખી તે વ્રત આચરવાનું છે.

સાતમું વ્રત ભોગ અને ઉપભોગની એટલે કે એક વાર ભોગવાય અને વારંવાર ભોગવાય તેવી વસ્તુની મર્યાદા બાંધવાનું સુચવે છે. શરીર એ તો માત્ર આત્માનું ખોળીયું છેઃ શરીરને આનંદ આપવો એ જીવનનો નથીઃ તેથી મોજ, શોખ, વિલાસ પર નિયમન મુકવા આ વ્રત ફરમાવે છેઃ આથી શરીર પરની આસકિત થોડે ઘણે અંશે ઘટેઃ આ ઉપરાંત આ વ્રત કેટલાક ધંધા ન કરવા શ્રાવકને ફરમાવે છે. દાખલા તરીકે હાથીદાંતનો વેપારઃ તળાવ કુવા ખોદાવવાનો વ્યાપાર. આ નિયમ પાછળ અહિંસાની ભાવના છેઃ એ ઉપરાંત જુના વખતમાં સમાજમાં વર્ણો હતાઃ દરેક વર્ણ અને પેટા વર્ણના ધંધાઓ નિશ્ચિત હતાઃ આ વ્યવસ્થા પ્રમાણે શ્રાવકનો મુખ્યત્વે વ્યાપાર–શુદ્ધ વાણિજ્ય હતોઃ આ વ્રતે નહિ કરવા ફરમાવેલા વ્યાપારો બીજા વર્ણો માટે યોગ્યયા હશેઃ માટે શ્રાવકોએ ધનના લોભમાં ફસાઈ બીજાના વ્યાપાર પર તરાપ ન મારવી એવો પણ આશય આ વ્રત પાછળ હશે.

આજે તો એ વસ્તુસ્થિતિ પલટાઇ ગઇ છેઃ તેથી આજે શ્રાવક વ્યવસાય પસંદ કરવામાં હિંસા અહિંસા વિચારવાની છેઃ એ ઉપરાંત એ વ્યવસાય સમાજ કે રાષ્ટ્રને અહિતકર તો નથી ને? એ પણ વિચારી લેવું ઘટે.

આઠમું વ્રત અનર્થાદંડનું છે. આપણે કોઈ સ્વાર્થ વગર–સ્હેજ ગફલતથી પાપમય કર્મ બાંધીએ છીએ, એથી દૂર રહેવા આ વ્રત સુચન કરે છે.

શ્રાવક વિકાર–કામ વધે તેવી વિલાસ અને શ્રંગારની વાત ન કરે. એથી બ્રહ્મચર્યને હાનિ પહોંચે છે. એ જેમ તેમ ન બોલેઃ વિચારીને બોલેઃ કોઈને ગાળો ન દેઃ અકારણ કોઇનું દિલ ન દુઃખવેઃ એ ખરાબ ચેષ્ટાઓ પણ ન કરે. વસ્તુઓ આસક્તિપૂર્વક ન ભોગવેઃ કોઈનું ખરાબ ન ઇચ્છેઃ માઠું ધ્યાન ન ધરે.

આ પછી ચાર શિક્ષાવ્રત આવે છે. આ વ્રતો વિકાસ માટે ક્રિયાકાંડો સુચવે છે. પ્રથમ વ્રત સામાયિકનું છેઃ સમતાભાવ પ્રગટાવવા માટેનું આ વ્રતઃ શ્રાવક જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે સમતા માટે આ સાધના કરે.

દશમું વ્રત એક દિવસ અને રાત્રીની મર્યાદામાં સંવરકરણીપૂર્વક થઈ શકે છે.

અગિયારમું વ્રત પૌષધ વ્રત છે.

પૌષધ વ્રત એટલે એક દિવસની સાધુતાઃ એક દિવસ ઉપવાસ કરી તે દિવસ સાધુની જેમ રહેવુંઃ અને ધર્મચિંતન કરવું. ઉચ્ચ કક્ષાની આ વ્રત ઝાંખી કરાવે છે.

બારમું વ્રત સાધુજી પ્રતિ વિનયભાવ અંગેનું છે. સત્સંગ શ્રાવક

હમેશાં પૂચ્છે: સત્સંગનું બળ અજોડ છે: સત્સંગ શુદ્ધ જીવન માટેની સુંદર પ્રેરણા આપે છે: પુષ્કળ વાંચન અને અધ્યયન જે ન આપી શકે તે સત્સંગ આપી શકે છે: કારણ આચરણ જીવનમાં જે અસર કરે છે તે કોઈ વસ્તુ નથી કરી શકતી.

યોગ્ય તક મળ્યે સાધુજીને શુદ્ધ આહાર પાણી વહોરાવવાનું સુચવે છે: અને એ કરીને નમ્ર રહેવા સુચવે છે.

આ ઉપરાંત શ્રાવક ૧૮ પ્રકારના પાપસ્થાનકોથી દૂર રહેવા સતત પ્રયત્નશીલ છે. એ પાપના ૧૮ નિમિત્તો અગર કારણો આ છે: ૧ હિંસા: ૨ અસત્ય: ૩ અદત્તાદાન: ૪ વાસના: ૫ પરિગ્રહ: ૬–૯ ક્રોધ: માન: માયા: લોભ ૧૦–૧૧ રાગ: દ્વેષ ૧૨ કલેશ ૧૩ અભ્યાખ્યાન–કોઈ પર આળ ચડાવવું: ૧૪ પૈશુન્ય–ચાડી ચુગલી કરવી: ૧૫ નિંદા: ૧૬ રતિ–અરતિ ૧૭ માયા: ૧૮ મિથ્યાત્વ.

આમાંના પ્રથમ પાંચ નિમિત્તો તો વ્રતોમાં આવી જાય છે.

શ્રાવક મિથ્યાતત્ત્વ એટલે કે ચૈતન્ય પરથી શ્રદ્ધા ઉઠાવે તેવા તત્ત્વોથી દૂર રહેવા પ્રયત્નશીલ છે.

રહેવા, ખાવા, પીવાના, ખાળ વગેરે સ્થળોમાં સૂક્ષ્મ જીવોની ઉત્પત્તિ જેમ બને તેમ ઓછી થાય તેવું તેનું વર્તન હોય છે. એ ખૂબ જ સ્વચ્છ રહે અને વાતાવરણ સ્વચ્છ રાખે. તે છતાં આવા સૂક્ષ્મ જીવો ઉત્પન્ન થાય તો તેની વિરાધના ન થાય તેનો એ ખ્યાલ રાખે છે.

આ રીતે શ્રાવક પોતાની સાધનામાં આગળ વધે છે: જીવ–અજીવ તત્ત્વને એ સમજે છે: અને ચૈતન્યમાં એની શ્રદ્ધા જામે છે: પાપમય કાર્યો એ ત્યાગે છે: પુણ્યનો પણ આસ્રવ ઓછો થાય તેમ ઈચ્છે છે: અને તેમ વર્તે છે: સંવરથી નવા કર્મને રોકે છે: જુના કર્મની નિર્જરા કરે છે: કર્મ બંધનો તોડતો જાય છે અને મોક્ષ માર્ગ તરફ આગળ વધે છે.

આ કાળે આ ક્ષેત્રમાં મોક્ષની પ્રાપ્તિ ભલે ન થતી હોય પરંતુ મોક્ષની નજીક તો જરૂર જઇ શકાય છે: અને જૈન સૂત્રે તો ફરમાવ્યું છે કે ૧૫ ભેદે મુક્તિ મળી શકે છે: ગૃહસ્થાશ્રમમાં રહ્યે રહ્યે પણ યોગ્ય સાધક મુક્તિ મેળવી શકે છે: આ પંદર પ્રકારમાંનો એક પ્રકાર છે. પરંતુ ગૃહસ્થાશ્રમમાં મુક્તિ એ શક્ય છે છતાં વિરલ છે એ વસ્તુ પણ લક્ષમાં રાખવી જોઈએ. ગૃહસ્થ અનેક પ્રવૃત્તિમાં પડયો છે: તેથી એ ભૂમિકામાં ત્યાગ-વૈરાગ્યની ઉચ્ચ ભૂમિકા મુશ્કેલ છે: જો કે છેવટ સાધના એ તો અંતરની વિશુદ્ધિ, તાલાવેલી, અને પુરૂષાર્થ પર આધાર રાખે છે.

સાધુધર્મ યોગ્ય લાયકાતવાળો જ પાળી શકે: સાધુને પાંચ મહાવ્રતો આચરવાના હોય છે: અહિંસા: સત્ય: અચૌર્ય: બ્રહ્મચર્ય: અપરિગ્રહ. શ્રાવકના વ્રતોમાં અનેક છુટછાટો હોય છે: અહિં તેવી કશી છુટછાટો નથી. શુદ્ધ બ્રહ્મચર્ય પાળવાનું હોય છે. પરિગ્રહ તો કશો જ ન રાખી શકાય: માત્ર અનિવાર્ય જરૂર પૂરતાં વસ્ત્રો અને અધ્યયન માટે થોડી સામગ્રી: અને પાત્રાંઓ એટલુંજ સાધુ રાખી શકે.

અને સાધુને તો જીવનભરની સામાયિક: સમતાની સાધના પ્રતિક્ષણ ચાલુ જ રાખવાની હોય છે. સાધુનું જીવન એટલે શાસ્ત્રાભ્યાસ, મનન, ચિંતન, નિદિધ્યાસન, તપશ્ચર્યા (બાહ્ય અને આંતરિક), કષાયોનો નાશ, કર્મોનો નાશ વિ. માટેના સતત પ્રયત્નો અને શ્રાવકોને ધર્મ પ્રત્યે અભિમુખ કરવા માટે ઉપદેશ.

સાધુને તો છકાયના નાથ-છકાયના પિયરની ઉપમા આપી છે: સાધુ માત્ર પોતાના વિકાસની જ ચિંતા ન કરે: સહુ જીવોને એ ચૈતન્યપ્રેમી-આત્મસ્વરૂપની ઝાંખી માટેની તાલાવેલીવાળા બનાવે.

સાધુ શબ્દમાં સાધ્વીનો પણ સમાવેશ ગણી લેવો: અને શ્રાવક શબ્દમાં શ્રાવિકાનો પણ.

આ રીતે શ્રાવક અને સાધુ શક્તિ પ્રમાણે સંયમ તરફ શક્તિ વાપરે છે: કર્મથી હળવા બનતા જાય છે. મોક્ષ માર્ગ પ્રતિ પ્રયાણ કરતા જાય છે.

એમ કરતાં કરતાં એવો સમય પણ આવે જ્યારે એમ લાગે કે હવે દેહ નહિં ટકે: આ સંમય દેહ નાશવંત છે એવી શ્રદ્ધાવાળા સાધુ અને શ્રાવકો અણુસણ આદરે છે: જગતની સર્વ વસ્તુઓનો ત્યાગ કરે છે: અન્નપાણી પણ છોડે છે: અને આત્મચિંતનમાં લીન બને છે: અને શુદ્ધ ભાવથી દેહ છોડે છે.

અને આ ભવે થયેલી સાધના અફળ જતી નથી: આ ભવની સાધના એના ભાવિ જીવનમાં સંસ્કારો રેડશે: આત્મતત્ત્વ તરફ દોરશે: અને તેની સાધના આગળ ચાલશે: છેવટે આત્મસ્વરૂપની એ પ્રાપ્તિ કરશે: કર્મમુક્ત બનશે: સિદ્ધ થશે.

આ છે ધર્મમય જીવન ગાળવાનો માર્ગ. સૈકાઓ પહેલાં પ્રભુ મહાવીરે અને એમના પછી થયેલા આચાર્ય વગેરેએ પ્રરૂપેલો આ માર્ગ છે.

એ માર્ગને ટુંકમાં કહેવો હોય તો એના બે તત્ત્વો છે.

વિચારમાં સ્યાદ્વાદ: અને આચારમાં અહિંસા અગર વિવેક પૂર્ણ વિચાર: અને અહિંસાપૂર્ણ આચાર.

ધર્મમય જીવન ગાળવાના માર્ગની વિચારણા અહિં પૂરી થાય છે.

## ઉપસંહાર.

ધર્મ એટલે વસ્તુનું સ્વાભાવમાં રહેવું તે: આત્મતત્ત્વ—આત્મદર્શનની પ્રાપ્તિ એ ધર્મ.

કાયમી સુખ આત્માની ઓળખાણ સિવાય પ્રાપ્ત ન થાય: આત્માની ઓળખાણ ધર્મ જ કરાવી શકે.

ધર્મ એ સંસારસાગરમાં નૌકા સમાન છે. સંસારસાગરમાં એ દીવાદાંડી છે.

ધર્મ એટલે આત્માની ઓળખાણ: શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ. એ સાધના માગે છે: સાધના કુદકે અને ભૂસકે નથી થતી: સાધના ક્રમે ક્રમે–ધીમે ધીમે–એક એક પગલાથી થાય છે. કોઈ વિરલ વ્યક્તિ ઝપાટાબંધ સાધના કરી શકે.

સાધના માટે યોગ્ય ભૂમિકા જોઈએ.

ધર્મની સાધના માટે પ્રથમ માનવતા પ્રાપ્ત કરવી જોઈએ.

ત્યારપછી માર્ગાનુસારીપણાની સાધના કરવાની છે.

ત્યારબાદ સમકિત: પછી શ્રાવક અગર સાધુધર્મ આવે છે.

આ ભૂમિકાઓ સમજી જે એ પંથે ચાલવા પ્રયત્ન કરશે એની પ્રગતિ કદાચ ધીમી હશે પણ એ પ્રગતિ ચોક્કસ હશે: એ પ્રગતિને મજબુત પાયો હશે: ત્યાંથી પાછા પડવાપણું ભાગ્યે જ બને.

પ્રભુ મહાવીર જેવાએ ક્રમશઃ ત્રણ સાધના કરી હતી: એ વાત આપણે ન ભૂલીએ.

ઓમ્ શાન્તિ: શાન્તિ: શાન્તિ.

# ધર્મમય જીવન શામાટે અને કેમ ગાળવું ?



येषां न विद्या न तपो न दानं
ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मृत्युलोके भुविं भारभूता
मनुष्य रुपेण मृगाश्चरन्ति ॥

( જે લોકોમાં વિદ્યા નથી, તપ નથી દાન, નથી, જ્ઞાન નથી, ગુણ નથી તેમજ ધર્મ નથી તે લોકો આ દુનિયા માટે (વ્યર્થના) ભાર રૂપે છે અને માનવના રૂપમાં પશુ સમાન છે. )



# ધર્મમય જીવન

## શા માટે

# અને કેમ ગાળવું?

[ લેખકઃ ગુલાબચંદ નાનચંદ શેઠ–મુંબઈ ]

રોજ સવારે મસ્જીદના મિનારા ઉપરથી મુલ્લાંને બાંગ પોકારતા આપણામાંથી ઘણાં સાંભળી તેમજ જોઈ શકે છે. મંદિરના ઘંટો રોજ વગાડે છે. હિન્દુસ્તાનના અલગ અલગ કહેવાતા તીર્થ–ધામોમાં લાખો માણસો તીર્થ–યાત્રા કરે છે. જૈનો પણ પોતપોતાના મંદિરો તેમજ સ્થાનકોમાં જઈ પૂજા–પાઠ, સામાયિક વિગેરે કરે છે. મુસલમાનો હજ્જ કરવા મક્કા જાય છે. ઇસાઈઓ પેલેસ્ટાઈનમાં જીસસ ક્રાઇસ્ટની કબ્ર ઉપર ફૂલ ચડાવવા જાય છે. ચીનથી અનેક બૌદ્ધ–સંપ્રદાયના લોકો હિન્દુસ્તાન આવે છે. બુદ્ધ–ગયા, સારનાથ વિગેરે સ્થળોની મુલાકાતો લે છે. હજારો બર્મીઓ પોતાના પ્યારા પેગોડામાં (બુદ્ધ મંદિર) ફ્યા (ભગવાન)ની પ્રાર્થના કરે છે. ઘણા પ્રોટેસ્ટેન્ટો પોતાના ચર્ચમાં–સ્થાનકમાં કશા પણ આકારના આધાર વિના ઈશુની પ્રાર્થના કરે છે.

આવી ઘણી ક્રિયાઓ–પ્રક્રિયાઓ માનવ સમાજના જૂદા જૂદા ભાગોમાં વસેલા અલગ અલગ સમુદાયો કરતાં નજરે ચડે છે.

આ બધી ક્રિયાઓની ભાવના પાછળ સર્વ સાધારણ ને એક મહાન આદર્શ રહેલો હોય છે અને તે ધર્મનો આદર્શ છે! કશુંક

કર્તવ્ય, જીવનનું તેમને બજાવવાનું છે અને તે કર્તવ્ય પોતાના જીવન કાળમાં બજાવ્યા સિવાય છુટકો નથી એવી ભાવના લોકોના હૃદયોમાં ઊંડે ઊંડે ઘર કરેલી હોય છે અને આવી કર્તવ્યભાવનાના જૂદા જૂદા વહેતાં વહેણોને આપણે એક સત્ય વસ્તુ રૂપે ઓળખીયે છીએ અને તેનું નામ છે ધર્મ !

અલગ અલગ માનવ સમુદાયની વંશપરંપરાગતની માન્યતાઓ જે તેમના સંસ્કાર સ્વામીઓ તેમને વારસામાં આપી ગયા છે તે આજે ધર્મના નામે પ્રચલિત છે અને જો કે સંસ્કાર સ્વામીઓ દુનિયાના ઇતિહાસની મહાન વિભૂતિઓ રૂપે થઈ ગયા છે પરંતુ કાળે કરીને આંતરિક દ્રષ્ટિના અભાવે અમૂક ક્રિયાત્મક—રૂઢિગત માન્યતાઓ જ ધર્મના નામે પ્રચલિત છે.

ઈશુએ પોતાની જાતનું બલિદાન આપીને લોકોને પ્રેમ અને ભ્રાતૃત્વનો મંત્ર શીખવાડયો હતો, બુધ્ધે સમગ્ર ત્યાગ પછી લોકોને મધ્યસ્થ ભાવનાનો બોધ આપ્યો હતો અને મહાવીરે સંસારની અસારતા જાણીને 'जयं चिट्ठे जयं माणे' નો ઉપદેશ આપ્યો હતો. પણ આ બધી ભાવનાઓને આજે જીવતી કબરમાં દાટી દેવામાં આવી હોય તેવું આપણને વર્તમાન પરિસ્થિતિ ઉપરથી જરૂર લાગશે.

અમૂક સંસ્કાર સ્વામીઓના કહેવાથી જ તેને જીવનમાં અમલી રૂપ આપ્યા વગર માન્ય રાખવું એ જ ધર્મ નથી ! તેમજ ધર્મનું સ્વરૂપ જો સુખકારી હોય, મંગળકારી હોય તો પછી જગતના અલગ અલગ માનવ સમુદાય આજે ધર્મના નામે જ ત્રાસ વેઠી રહ્યા છે તેનું કારણ શું ? ધર્મનું વાસ્તવમાં જીવનમાં કોઈ સ્થાન ખરૂં ?

ધર્મના નામે ઇતિહાસના પાને સેંકડો યુદ્ધો લખાયાં છે. શૈવ અને જૈનોના અન્યોન્યને તેલની કકડતી કડાઈમાં ડૂબાડીને મારી નાખવાના ક્રૂર દાખલા માનવસમાજે આ ધર્મના નામે પોતાની

તવારીખમાં નોંધાયા છે. બૌદ્ધ ધર્મના પ્રચાર માટે અન્ય ધાર્મિકો ઉપર અત્યાચાર પણ આપણે ગઈ-ગુજરીમાં જોઈ જાણીએ છીએ. મુસલમાનોનો જજીયા-કર હજુ વિસ્મરિત થયો નથી! ક્રૂર ક્રુસેડોમાં યુરોપમાં આજ સુધી ધર્મના નામે લડાઈઓ જ થએલી છે! અને તે નાની કે મોટી લડાઈઓની યાતનાઓમાંથી અત્યાર સુધી પસાર થયું છે! માણસોને ગુલામ બનાવનાર અને તેમને વેચવાનો ધંધો પણ આપણે ન જ ભૂલી શકીએ. યહુદીઓ અને ઇસાઈઓની લડાઈ, ઇસાઈઓ અને તુર્કોની લડાઈઓ, પ્રોટેસ્ટન્ટ અને કેથોલીકની લડાઈઓ, ફ્રેન્ચ અને નીચ પ્રોટેસ્ટેન્ટોની લડાઈઓથી યુરોપનો ઈતિહાસ સંપૂર્ણ છે અને આવી ધર્મના નામની લડાઈઓ દર ૨૫ વર્ષના અંદાજે થઈ જ હશે એમ આપણે ઈતિહાસના પૃષ્ઠો ઉથલાવતાં જોઈ શકીશું!

હિંદુ-મુસલમાનોના હુલ્લડો, બર્મી-મુસલમાનોના હુલ્લડો, શિયા-સુન્નીના મતભેદો, શૈવ અને વૈષ્ણવોના ઝઘડાઓ, એકમાંથી બીજા ધર્મમાં લઈ જવાની-વટલાવવાની નીચ મનોવૃત્તિના દાખલાઓ આપણા દેશમાં પણ આપણે આજે જોઇ શકીએ છીએ અને જોતાં આવ્યાં છીએ.

ધર્મભ્રષ્ટતાના નામે એક બ્રાહ્મણ શુદ્રને હલકો ગણે છે, મુસલમાન ઈતરકોમોને કાફીર તેમજ ઈતર કોમો મુસલમાનોને નાસ્તિક વિગેરે કહીને પારસ્પરિક હલકા પાડવાની વૃત્તિ આજે પણ લોકોમાં રહેલી છે. આ પ્રવૃત્તિ જૈનોમાં પણ શ્વેતાંબર-દિગંબરના ઝગડા, આપસમાં એક બીજા ઉપર આક્ષેપ અને પ્રત્યાક્ષેપની ઝડી, તથા જૈન હોવાં છતાં અલગ અલગ જૈનાચાર્યોના શિષ્યો આપસમાં માથાં લડાવે છે.-વિગેરેથી હૈયાત હોવાનું સિદ્ધ થાય છે!

ધર્મના નામે, પાતિવ્રત્યના નામે પતિ પાછળ બળજબરીથી સતી થવાનો અને કરવાનો ક્રૂર રિવાજ અને તેની રોમાંચ કરાવે તેવી

વિગેરે આપણે કેવી રીતે ભૂલી શકીએ ? નર-બલિદાન આપીને પોતાના દેવતાઓને પ્રસન્ન કરવાની વાર્તાઓ આજે પણ મહા-કષ્ટ આપણે પત્રોમાં વાંચીએ છીએ !

આ બધી વસ્તુઓ ઉપરથી એક વિચાર સૂરે છે કે શું વાસ્તવમાં ધર્મનું જીવનમાં સ્થાન છે ? અને ધર્મ આવી વસ્તુ જ હોય, ઉપયોગી હોય અને "સત્યં, શિવં, સુંદરમ્" રૂપ હોય તો આવા પ્રકારની લડાઈઓ શામાટે ?

ઉપર જણાવી ગયો છું તેવી લડાઈઓમાં આપણે લગભગ એકજ વસ્તુનું પુનરાવર્તન જોઈ શકીશું કે "અમારો ધર્મ આફતમાં છે !" મુસલમાનો કહે છે કે 'ઈસ્લામ ખતરામાં છે,' હિંદુઓ કહે છે કે 'હિંદુ-ધર્મનું અસ્તિત્વ ડગી રહ્યું છે, જૈનો કહે છે કે જૈન ધર્મ ઉપર ભયંકર વિપત્તિ છે,' ઇસાઈઓ ઇસાઈ ધર્મ માટે અને બુદ્ધો 'બૌદ્ધ-ધર્મ' માટે પણ ઉપરના વિશેષણો વાપરે છે. અને વાસ્તવમાં ધર્મ-રસાતાળમાં જતો હોય, તેના ઉપર આફતના વાદળાંઓ ઝઝુમતાં હોય તો પછી એ માણસની રક્ષા કેવી રીતે કરવાનો ? જે પોતે નિર્ભય નથી તે બીજાને કેવી રીતે નિર્ભય બનાવી શકશે ?

ઉત્તર ધ્રુવથી નિકળેલ માનવસમાજ આજે અલગ અલગ ખંડોમાં વહેંચાઈ ગયો છે અને આજે એજ સમાજનો એક અંગ બીજાને 'કાફિર' કહે છે ત્યારે બીજો પહેલાંને 'નાસ્તિક' કહે છે. એક બૂત-પરસ્તીને કોઈપણ સંજોગોમાં સ્વીકારવા તૈયાર નથી ત્યારે બીજો ફક્ત મૂર્તિ-પૂજા વિગેરેમાં જ જીવનની ઇતિશ્રી સમજે છે. જીવનના ધ્યેય તરીકે, મોક્ષની પ્રાપ્તિ માટે, શાશ્વત સુખ માટે માનવસમાજના આદિકાળના પૂજાના બે વિભાગો-સાકાર અને નિરાકાર-પૂજાને ભૂલી જઈ લોકો ફક્ત સાકારથી જ બધાંને મોક્ષ મળવાનો અથવા નિરાકારથી જ જીવનનું સર્વશ્રેષ્ઠ લક્ષ્યબિંદુ પ્રાપ્ત થવાનું માની બેસે છે. અને એકાંત

એક માર્ગથી જ બધાં મુક્તિ પ્રાપ્ત કરશે એવો આગ્રહ રાખે છે. આ આંધળું-વેદીયાપણું ત્યાંસુધી પણ મગજ ચાલે છે કે આવી અંધ માન્યતાઓનો પ્રચાર અને પ્રસાર કરવા માટે માનવોના પ્રાણો લઇ લેતાં જરા પણ લોકો અચકાતા નથી !

તો શું આ જ વાસ્તવમાં ધર્મનું સ્વરૂપ છે? 'ધારયતિ ઇતિ ધર્મ:' જે માનવને અવનતિના ઊંડા ગર્તમાં પટકાતાં બચાવે તે ધર્મની વ્યાખ્યા શું ઉપરોક્ત ક્રિયા-પ્રક્રિયામાં જ સમાઇ જાય છે? આપણે જ્યારે ધર્મમય જીવન ઉપર જ જોવા બેસીયે છીએ ત્યારે આપણને વાસ્તવિકતા અને આડંબર ઉપર વિચાર કરવો રહ્યો. ધર્મની વાસ્તવિકતા અને પ્રચલિત માન્યતાનું વિશ્લેષણ કરવું રહ્યું ! સર્વ પ્રથમ ધર્મ શું અને ધર્મનું જીવનમાં સ્થાન શામાટે એનો સંક્ષેપમાં વિચાર કરીએ.

જીવનની વિવિધ પ્રવૃત્તિઓમાંથી ક્યારેક નિવૃત્તિ અનુભવી, માણસ પોતાની જાત પ્રતિ અંતર્દ્રષ્ટિ કરે છે, કર્તવ્યની લાગણી અનુભવે છે અને કર્તવ્યની દિશા પણ નક્કી કરે છે. જન્મ-મરણના ઝંઝાવાતોમાંથી પસાર થતો આત્મા સ્મશાન શાંતિની નિરવતા અનુભવે છે અને એ એકાંત-સાધના પાછળ તે કશીક જવાબદારી સમજે છે. ઘણી પ્રવૃત્તિઓને તે સારી નથી ગણતો છતાં પણ કરે છે, ઘણીવાર તે પ્રવૃત્તિઓથી પાછો પણ વળે છે. ક્યારેક સાંસારિક ભોગોમાં આસક્તિ, ક્યારેક વિરક્તિ, એવી રીતે અનેક ભાવનાઓના વહેણમાં તે સુખદુ:ખના મોજાંઓ સાથે અથડાય છે, પછડાય છે, અને આગળ વધે છે. આવા અથડામણોમાંથી તે પોતાના જીવનની સાચી અને નિશ્ચિત કર્તવ્ય-દિશા બનાવે છે, જે એનું મંઝીલ છે અને તેની પ્રાપ્તિ માટે જ જન્મ જન્માંતર કોશિશ કરે છે. આ પ્રકારની દિશા નક્કી કરવી, કર્તવ્યપરાયણ થવું એ ધર્મની પ્રારંભિક ભૂમિકા છે. ઉપરોક્ત જણાવી ગયો તે પ્રમાણે અંતરમાં સાલતી જીવનની

નિરસતા ને અનુભવીને જીવનમાં સરસતા પ્રગટાવવા આત્મા ઝંખે છે અને એ ઝંખના એજ ધર્મપ્રાપ્તિનું સાધન છે. એટલા માટે જ ધર્મનું જીવનમાં ચોક્કસ સ્થાન છે. ધર્મ વગરનું માનવનું જીવન મૃત્યુસમ છે એમ કહીએ તો અસ્થાને ન જ ગણી શકાય!

**પણ ધર્મની વાસ્તવિકતા શું?** આપણે આજના પ્રચલિત ધર્મોના સંસ્થાપકોના શબ્દોમાં વિચારીએ! સંસ્થાપકોનો ધર્મની સ્થાપનાનો ઉદ્દેશ માનવ-સમાજનું ખરાબ થાય તેવો હતો એમ તો કદાપિ ન કહી શકાય! પણ જે વિચાર-ધારાઓનો પ્રારંભ જે દેશ, ધર્મ, કાળ અને માનવસ્વભાવમાં થએલો તેમાં સમયના વહેણો વહેતાં, તેનું ફક્ત બહારનું રૂપ એટલે અમુક આચારો જ રહી જવા પામે છે જ્યારે માનસશાસ્ત્ર પ્રમાણે તેનું આંતર્દર્શન ઘણાં જ ઓછાં કરે છે અને જેઓ કરી શકે છે તેઓમાંથી ઘણાં ઓછામાં એટલી નિડરતા પ્રગટે છે કે લોક-લાગણી, લોક-માન્યતાની વિરૂદ્ધ તેઓ સત્ય વસ્તુનું પ્રતિપાદન કરી શકે! આ ઇતિહાસની મહાન ભૂલ છે. માનવસમાજનાં જૂદાં જૂદાં સમયમાં જે જે યુગ પુરૂષોએ તે તે સમય માટે યુગાનુરૂપ ઉપદેશ આપેલો, પણ આજે તે ઉપયોગી છે કે નથી, તેનું વાસ્તવિક બિંદુ શું? વિગેરે વિચાર્યા વગર તેને જ સર્વથા સાચા સમજવું એ નરી મૂર્ખતા છે અને માનવસમાજના ઇતિહાસની વંશપરંપરાગતની આ ભૂલનું ફળ આપણે આજે ધર્મને નામે, ધર્મ-ભ્રમ, મિથ્યાડંબર, અભિમાન, આપસી લડાઈઓ વિ. વસ્તુઓના પ્રતિપાદનના રૂપમાં જોઇ શકીએ છીએ!

ધર્મનું સર્વકાલ સર્વગ્રાહ્ય રૂપ મંગલકારી હોય છે. બાઇબલની લૂક-૬ માં નીચે મુજબ ધર્મનો સાર કહ્યો છે:—

'પોતાના શત્રુથી પણ પ્રેમ રાખો, જે તમારાથી વેર બાંધે તેનું પણ ભલું કરો! જે તમને શ્રાપ આપે તેને આશિષ આપો અને જે તમારૂં અપમાન કરે તેના કલ્યાણની પ્રાર્થના કરો! જે



તમારા એક ગાલ ઉપર તમાચો મારે તેને બીજો ગાલ ધરો અને જેણે તમારી ચાદર લઈ લીધી હોય તેને તમારું ખમીસ આપતાં પણ ન અચકાશો !"

—ઈસુ—

માનવ સમાજમાં માનવતા પ્રસરે, ધર્મભાવનાનો પ્રચાર અને પ્રસાર થાય; તેમજ બંધુત્વ વધવામાં કામયાબ તે માટે આ કેટલો સરલ ઉપદેશ છે અને આને જ આપણે ધર્મની વાસ્તવિકતા કહીએ. અને આ ઉપદેશની વિપરીત, વાસ્તવિકતાની વિરુદ્ધમાં આડંબરને આજે આપણે જે રીતે ફૂલતો ફાલતો ઈસાઈઓમાં જોઈએ છીએ ત્યારે આપણને ઈસાઈ-ધર્મ ઉપર સહેજે ગુસ્સો ચઢે. કાળા-ધોળાનો રંગ, ઉચ્ચનીચનો ભેદ જે આજે જોવામાં આવે છે તેનો ઉપદેશ ઈશુએ ક્યાંય પણ આપ્યો નથી પણ આજે ઈસાઈઓમાં તે મોજૂદ છે તે વાસ્તવિકતાની વિરુદ્ધમાં મિથ્યાડંબરને પ્રમાણિત કરે છે.

હવે હજરત મહમ્મદ પયગંબરનો પણ ઉપદેશ તેમના જ શબ્દોમાં વિચારીએ:—

(૧) અમે તો તે પયગંબરોમાં કોઈમાં પણ ફર્ક જોતા નથી. (આગળના થઈ ગએલા મહાત્માઓમાં)

(૨) જે માણસો નેકીના કામ માટે બોલાવે અને સારા કામો કરવા માટે કહે, અને ખરાબ કરવાની મનાઈ કરે તે જ લોકો પોતાની મંઝીલ-મુરાદને પ્રાપ્ત કરી શકે છે.

(૩) મુસલમાનો તમે વ્યાજ ન લ્યો !

(૪) જીન્નત (સ્વર્ગ) તે લોકો માટે છે જે લોકો તંગી અને સારી સ્થિતિમાં પણ દાન કરે છે અને ક્રોધને રોકીને લોકોની ભૂલોને માફ કરે છે. લોકો સાથે નેકીનો વર્તાવ રાખનારનો અલ્લાહ મિત્ર છે.

(૫) જે લોકો અલ્લાહના રસ્તે—પ્રભુના પંથે મર્યાં છે તેને મર્યાં ન સમજો !

(૬) દુનિયાની જીંદગી ફક્ત માયાની પૂંજી છે.

—૩ સૂરે આલિઇમ્રાન.

આ બધાં સિદ્ધાંતોની વિરૂદ્ધ મુસલમાનો આજે કઈ સ્થિતિએ છે તે સ્વયં વિચારવાની વસ્તુ છે. અને આવો ઇસ્લામ ખતરામાં રહે તે તેમના ધર્મ પ્રત્યેની બુઝદિલીનું પ્રદર્શન કરાવે છે.

હજરત મહમ્મદ સાહેબે તો—૬ સૂરે અનઆમ (કુરાન)માં કહ્યું છે કે—

મારૂં કામ તો એટલું જ કે તમને ( લોકોને ) ખુદાનો પયગામ પહોંચાડું. તેના ઉપર અંચલ કરવો કે નહિં એ તમારૂં કામ છે.

હજરત મહમ્મદ ૧૭ સૂરે બની ઈસ્રાઇલની ૧૫ મી આયાતમાં એ પણ કહે છે કે:—

'તમે અલ્લાહ કહો કે રહેમાન પુકારો, જે નામથી તેને ( ખુદાને ) યાદ કરશો તે સારૂં છે.' પણ આજે તેની વિરૂદ્ધ કેટલો આડંબર વધ્યો છે તે શિયા-સુન્ની, તથા મુસલમાન કોમોના આપસના ધર્મઝઘડાથી આપણે સમજી શકીએ છીએ !

ભગવાન બુદ્ધનો:—

नहि वेरेन वेरानि सम्मन्तीध कुदायनं ।
अवेरेन च सम्मन्ति एस धम्मो सनन्तनो ॥

[ धम्मपद-१-५. ]

—આ ઉપદેશ પણ આજે ભૂલાઈ જવા પામ્યો છે. વેરથી વેર

કોઈવાર શાંત થતું નથી, અવેરથી જ વેર શમે છે અને એજ સનાતન ધર્મ છે.—નો આદર્શ આજે ચીન અને જાપાન જે એક આમન્યાને માનનારાઓ છે તેઓમાં ભૂલાઇ જવા પામેલ છે અને એટલે વાસ્તવિકતાનો લોપ થતાં, ભાવના નિકળી ગઇ છે, ફક્ત શુષ્ક ક્રિયાકાંડો —પૂજા વિગેરે રહેવા પામ્યાં છે.

ભગવાન મહાવીરના જીવન અને કવનનો સાર આચારમાં અહિંસા અને વિચારમાં અનેકાંતવાદ છે અને આજે તે વિચારનો—અનેકાંતનો તો લોપ જ થઇ ગયો છે. આચારની અહિંસાની મર્યાદા પણ અમૂક જ પ્રકારની પ્રત્યક્ષ ક્રિયાઓ, લીલોતરી ન ખાવી, કાચું પાણી ન પીવું–વિગેરે સુધીજ મર્યાદિત બની ગઇ છે અને ભગવાન મહાવીરની અહિંસાને આપણે જીવતી કબરમાં દાટી દીધી છે અને અનેકાંતવાદનું સરેઆમ આપણે ગળું ઘોંટયું છે એમ કહીએ તો કશી પણ અતિશયોક્તિ નથી જ. આજે આપણી—જૈનોની અહિંસાનું રૂપ કેટલું વિકૃત બની ગયું છે તે નીચેના મારવાડી પદ ઉપરથી સમજી શકશું:—

बाणिया रे बाणिया ! पाणी पीवे छानके ।
अरु मिनखारा लोही पीवे बिण छानके ॥

(વાણિયા! તું પાણી ગળીને પીએ છે પણ માણસોના લોહી તો વગર ગળ્યે જ પીએ છે)

કયાં જૈનધર્મની વ્યાપક અહિંસાભાવના! જીવનના અણુએ અણુમાં અહિંસાની જીવંત જ્યોત જગાવવાની ભાવના, અને કયાં આજની રૂઢિગત માન્યતાઓ?

હિંદુધર્મમાં પણ આવી જ ઘણી કુરૂઢિઓએ ઘર કર્યું છે! જાતિ-ભેદ, વર્ણવ્યવસ્થાના આદેશ પાછળ માનવ સમાજના હિતના

કલ્યાણની ભાવના હતી પણ આજે તેનું વિકૃત રૂપ આપણને ધર્મનો ઉપહાસ કરતા નજરે પડે છે.

ઉપરોક્ત ઉદાહરણોથી એટલું તો ચોક્કસ છે કે આપણાં કરતાં મહાન આત્માઓએ ધર્મનો સ્વીકાર કર્યો છે અને એ જ ભાવનામાં જ્યારે જ્યારે વિકારે પ્રવેશ કર્યો છે ત્યારે ત્યારે એ મહાન આત્માઓએ તત્કાલીન દુનિયાને સાચો રસ્તો બતાવ્યો છે. સારી રાહના આંતરિક રહસ્યને આજે દુનિયા સમજી શકતી નથી. ફલતઃ આજે ધર્મના નામે આપણે લડાઈઓ, મતભેદો, તડાતડી અને પડાપડી વિગેરે જોઈએ છીએ.

પણ આ બધું એ માનવા માટે પૂરતું તો નથી જ કે આનાથી ધર્મનું જીવનમાં સ્થાન નથી !

ત્યારે હવે આપણે 'ધર્મમય જીવન શા માટે એ ઉપર વિચારણા કરીએ ?' વસ્તુની વિચારણા પહેલાં 'ધર્મ' અને 'જીવન' બન્ને વસ્તુઓને અલગ તેમ જ એક વસ્તુ રૂપે એમ વિભિન્ન દૃષ્ટિકોણથી આપણે જોવી રહી.

**ધર્મ એટલે શું ?**:—આ પ્રશ્ન આજના જમાનાનો અતિ ગુંચવણભર્યો પ્રશ્ન છે. ધર્મની વિભિન્ન વિભિન્ન વ્યાખ્યાઓ આપણે જોઈએ છીએ, વાંચીએ છીએ અને અનુભવીએ છીએ. હું ઉપર જણાવી ગયો તે પ્રમાણે હિંદુધર્મશાસ્ત્રો માને છે કેઃ–**दुर्गतो, प्रपत्तं तमात्मनं धारयति इति धर्मः**'–દુર્ગતિમાં પડતા માણસોને બચાવે તેને ધર્મ માને છે. જૈન શાસ્ત્રો '**वत्थु सहाओ धम्मो**' વસ્તુના સ્વભાવને ધર્મ માને છે અને તેના સ્વરૂપને '**धम्मो मगल मुक्किठं अहिसा सयमो तवो**' રૂપ બતાવે છે. બૌદ્ધ ધર્મ પણ ઉપરોક્ત પ્રમાણે ધર્મને ઉત્કૃષ્ટ મંગલ માનવાની સાથે તેનું રૂપ અહિંસા, સંયમ, દમ માને છે. કુરાનનો સાર પણ 'ઈમાનદારી'–પ્રામાણિક–જીવન છે, જેમાં નેકી, ચારિત્ર અને સત્ય

[illegible] બાર મુદ્દામાં આપ્યો છે. બાઈબલની મેથ્યુ ૧૯ માં ધર્મવિચાર નીચે પ્રમાણે છે:—

"ખૂન ન કરવું, વ્યભિચાર ન કરવો, ચોરી ન કરવી, જૂઠું ન બોલવું, જૂઠી સાક્ષી ન દેવી, ઠગાઈ ન કરવી, માતપિતાનો આદર કરવો અને પડોશી પ્રત્યે પ્રેમ રાખવો.'

ઉપરોક્ત જૂદી જૂદી વિચાર ધારાઓ ઉપરથી આપણે ધર્મને એક વસ્તુ સ્વરૂપે ઓળખી શકીએ અને તે છે કર્તવ્ય. જીવનમાં જુદા જુદા કાળે આપણી અલગ અલગ ફરજો રહેલી છે. એ ફરજોને અદા કરવી એને આપણે ધર્મ કહી શકીએ!

કર્તવ્ય પરાયણતા એટલે ધર્મ-પાલન કહી શકાય. કર્તવ્ય-પરાયણતાના અલગ અલગ દ્રષ્ટિકોણો છે.

ધર્મની વ્યાખ્યા આધુનિક ઢગે કરવા બેસીયે તો ધર્મને Art-કળા માની શકાય! આ કળા તે જીવનને જીવંત બનાવવાની કળા ગણી શકાય! ધર્મને બીજા રૂપમાં Science-વિજ્ઞાન પણ કહી શકાય! તે Positive પણ છે અને Nagative છે. Nagativeના બે ભેદ Affirmative અને Narrative પણ છે. ધર્મના Positive-Science રૂપ એટલે નિશ્ચિત વિજ્ઞાનના રૂપમાં ધર્મનું સ્વરૂપ અમુક—આ છે' ત્યાં સુધી માની શકાય છે અને તેના સિદ્ધાંતો ને ગણાવી શકીએ! જેમકે ધર્મ મંગળકારી છે અને મંગળકારી શું એ વસ્તુ ધર્મના નિશ્ચિત વિજ્ઞાન વિભાગમાં આવી શકે છે. ધર્મનું Narrative વિજ્ઞાન એટલે વર્ણન. વિજ્ઞાન-ધર્મના સિદ્ધાંતોની સારી તેમજ નરસી સ્થિતિ બતાવે છે, જેમકે સત્ય બોલવું કઠીન છે તો શા માટે કઠીન છે! સત્ય બોલવાથી તાત્કાલિક નુકશાન પણ થાય છે વિગેરે વર્ણન ધર્મના Narrative Science માં ગણી શકાય!'

આમ ધર્મને Affirmative Science તરીકે ધર્મ જીવનમાં આવા સિદ્ધાંતો સમજાવે છે, જેમકે સાચું બોલવાથી શું ફાયદો અને જૂઠું બોલવાથી શાં નુકશાનો સમજાવીને સાચું બોલવું એનું એ પ્રતિપાદન કરે છે.

ઉપરોક્ત રીતે ધર્મ એક કળા છે, જે જીવનને જીવંત બનાવે છે. અને ધર્મ એક વિજ્ઞાન છે તે જીવંત જીવનને ધ્યેય અને ઉદ્દેશ્ય સમજાવવા સાથે યોગ્ય પ્રવૃતિ કરવાનો અને અયોગ્ય પ્રવૃત્તિ નહીં કરવાનો એટલે સુપ્રવૃત્તિઓમાં જોડાવું અને અશુભ વૃત્તિઓથી નિવૃત્ત થવું એ સમજાવે છે.

ધર્મની વ્યાખ્યા થઈ ગયા બાદ તેના સિદ્ધાંતોનો નિર્ણય કર્યા પહેલાં જીવન શું છે તે જાણવું જરૂરી છે.

જીવન એક ચેતનમય પૂંજ છે જેની પ્રભા આપણે ચોમેર પ્રસારવાની રહે છે. સ્વરૂપનો સાક્ષાત્કાર એ જીવન-ધર્મ છે. જીવન-કળા છે અને એ કળાનો સંપૂર્ણ વિકાસ માણસને મહાન બનાવે છે. જીવનની પ્રારંભિક ભૂમિકા 'सोऽहम्' ( હું તે જ છું ) થી શરૂ થાય છે. તેનો ક્રમિક વિકાસ 'સત્યં, શિવં, સુંદરં' માં થાય છે, જ્યાં એને 'સચ્ચિદાનંદ' એટલે 'सत्-चित्-आनंद' પ્રાપ્ત થાય છે અને તે પોતાના સ્વરૂપમાં મળે છે. 'सोऽहम्' ની ભાવનામાં તે લીન થવા માટે વિકાસ સાધે છે અને એજ જીવનનું મંજીલ છે. અત્રે આપણે એક અંગ્રેજ લેખકનું વાક્ય વિચારીએ:—Life is nothing but the thoughts. ( જીવન વિચારધારા સિવાય બીજું કંઈ પણ નથી ) વાસ્તવમાં વિચારધારાનો વિકાસ તેની આચારની સક્રિયતા સાથે જ જીવન-કળાને વિકસાવે છે અને આજ કારણે જીવનને જીવંત બનાવવા, તે તેજપૂંજની પ્રભાને દિવ્ય બનાવવા માટે ધર્મની આવશ્યકતા છે.

જીવનની પ્રાપ્તિ બધાને થાય છે પણ તેમાં માનવ જીવન મળવું દુર્લભ છે અને માનવ જીવનને ધર્મમય બનાવવું વાસ્તવમાં અતિ દુષ્કર છે. માનવ જીવનનો ધર્મ—માનવતા એને આપણી રગેરગમાં પ્રગટાવી સંપૂર્ણ વિકાસ સાધવાનો છે!

ધર્મમય જીવનના સિદ્ધાંતો નક્કી કરતા પહેલાં **ધર્મમય જીવન શા માટે?** તે પ્રશ્નને વિચારવો રહ્યો. હું ઉપર જણાવી ગયો છું તે પ્રમાણે જીવનને ઉન્નતિ અને પ્રગતિના પંથે ગતિમાન કરવા માટે, આત્માનું સત્ય સ્વરૂપ સમજવા માટે ધર્મમય જીવનની આવશ્યકતા છે. ધર્મ વગરનું જીવન, કર્તવ્ય સિવાયનું માનવ-જીવન, જીવન-ધર્મની ઉણપને લઇને રહેશે, એ દેખાતું છે. ઘણાં લોકો માને છે કે ધર્મ માણસને કશો ફાયદો અપાવતો નથી અને એની જ વિરૂદ્ધમાં અધર્મથી માણસ લાખોપતિ બને છે, કરોડપતિ થાય છે અને તેથી સુખી થાય છે. પણ આનો પ્રત્યુત્તર એક જ છે કે આ બધું સાચું સુખ છે? સત્ય છે? શાશ્વત છે? શું તેમાં સત્યં, શિવં અને સુંદરં એ બધાં તત્વો રહેલાં છે?

આપણે ઊંડે ઊંડે વિચારણા કરશું તો આપણને જાણ થશે કે તેમાં સાચું સુખ નથી! ક્ષણિક આનંદ છે જે ક્ષણભર રહે છે, પછી દુઃખ, દુઃખ અને દુઃખ જ રહેલું છે. અધર્મથી માણસ વધે છે ખરો, ક્ષણભરમાં તે દુનિયાની ઉંચી ટોચે પહોંચી જાય છે, પણ અધર્મથી એક સાથે જે એટલે ઉંચે ચડે છે તેના માટે પતન સિવાય બીજો કશો માર્ગ નથી! તેનું ઉપર ચડવું એરંડીયાના ઝાડ ઉપર ઉંચે ચડવું છે, જેની સહુથી ઉપલી ડાળ ઉપર બેસી ન શકાય, ત્યાંથી નીચે પડવું જ રહ્યું! આજે નહિં તો કાલે, અધર્મી માણસનું પોકળ ખુલ્લું થશે અને તેનાથી તેની બધી વસ્તુઓનો વિનાશ થવાનો એ આપણે ન ભૂલવું જોઈએ!

આ સિવાય હું ઉપર જણાવી ગયો છું તેવી માનવીય પ્રવૃત્તિઓ-ક્રિયાઓ પણ આપણને માનવા પ્રેરે છે કે માનવ-જીવનમાં હંમેશાં માનવ કે જીવ શાશ્વત સુખ પાછળ પડે છે, અને તે સુખની પ્રાપ્તિ માટે ઝંખે છે અને તે સુખની પ્રાપ્તિ થયા સિવાય તેને ચેન પડતું નથી અને એટલા માટે જ ધર્મની આવશ્યકતા છે.

ધર્મને જ્યારે આપણે કર્તવ્યના નામે ઓળખીએ છીએ ત્યારે એ કર્તવ્ય નાનું હોય કે મોટું હોય-આપણે બજાવવું જોઇએ અને કર્તવ્ય વગરનું જીવન જીવિત જીવન ન જ કહી શકાય! જેમ પાણી પોતાની શીતળતા, અગ્નિ ઉષ્ણતા, દુગ્ધ સ્નિગ્ધતા અને માધુર્ય, વિગેરે પોતાના ગુણો અને ધર્મો મૂકી દે તો આપણે તે વસ્તુઓને પાણી, અગ્નિ કે દૂધ ન કહી શકીએ, તેવી જ રીતે ધર્મ વગરનું જીવન, જીવન નથી!

ધર્મમય જીવન શામાટે-ની આટલી ભૂમિકા બાંધ્યા પછી વિષયની બીજી બાજુ એટલે આપણે ધર્મમય જીવન કેમ જીવવું કિંવા ધર્મમય જીવનના સિદ્ધાંતો કયા હોઇ શકે? તેનું વ્યવસ્થિત-પણું શું વિગેરે આપણે વિચારવાનું રહ્યું!

માનવસમાજ બદલતો રહે છે, લોક-લાગણીનો પ્રવાહ પણ નિરંતર બદલે છે ત્યારે અમૂક જ સિદ્ધાંતો જે આજે અનુકુળ છે તે કાલે રહેશે કે કેમ તે પ્રશ્ન હમેશાં ઉભો રહેશે; એટલા માટે માનવ સમાજ કે લોક-જીવનને ઉન્નતિ અને પ્રગતિના પંથે દોરવાના સિદ્ધાંતોની પણ આપણે પાર્શ્વ ભૂમિકા બાંધવી જોઇએ!

માનવ સંસ્કૃતિના ચાર સ્તંભો રહેલા છે અને તેના આધારે જ માનવ-ધર્મની સંસ્થાપના થાય છે. આ ચાર સ્તંભો તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ છે. ધર્મને આચરણમાં લાવી અર્થ અને કામને યોગ્ય સહાયક બનાવીને આપણે મોક્ષ એટલે મુક્તિને પ્રાપ્ત કરવી છે. મુક્તિ આપણું ધ્યેય છે, મંઝલ છે કે ચરમબિંદુ છે.

આ ધર્મ અને મોક્ષની વચ્ચે આપણે એક રસ્તો નિશ્ચિત કરવાનો છે જે સર્વસાધારણ રીતે માનવ-સમાજને ઉપયોગી થઈ શકે. તેની ભાવના અને કર્તવ્યની દિશા, આચાર અને વિચારની દિશા, નિષેધાત્મક અને ક્રિયાત્મક દિશા આપણે વિચારવાની છે.

શાશ્વત સુખના માર્ગ માટે આપણે અલગ અલગ ધર્મોએ સ્વીકારેલ નીચેના સિદ્ધાંતોને આપણા જીવનના સ્તંભ માનવા પડશે:—

(૧) **માનવતા:**—જે કર્તવ્ય માણસને માણસ પ્રત્યે પ્રેમ, વાત્સલ્ય તેમજ બંધુત્વભાવ નથી શિખવાડતો તે ધર્મ નથી! અને માનવતાની રક્ષા માટે જ બધા ધર્મોની સ્થાપના થઈ છે. જૈન ધર્મ, હિંદુ ધર્મ, બૌદ્ધ ધર્મ 'आत्मवत् सर्वभूतेषुः' ના સિદ્ધાંતમાં માને છે. ઈસાઈ ધર્મનો આદર્શ જ માનવ-પ્રેમ છે. ઈસ્લામ પણ 'ખુદાના બંદાઓ બધા એક છે' એમ સ્વીકારે છે.

માનવતા ફક્ત બધાંને સમાન માનવાથી જ પ્રગટ નથી થઈ શકતી પણ બધા સાથે વેર છોડીને મૈત્રીની ભાવના કેળવવાથી થાય છે. આ માનવતા જીવન-ધર્મનો મુખ્ય પાયો છે.

(૨) **આત્મ સ્વતંત્રતા:**—જીવનમાં જ્યારે આપણે મનુષ્યત્વ કેળવવા બેસીએ છીએ ત્યારે બધાનો આત્મા-સમાન છે એ પ્રકારની આત્મ સ્વતંત્રતા હોવી જરૂરી છે. બધા સ્વતંત્ર થવા ઈચ્છે છે એટલે સ્વતંત્ર થવા દો, બધા જીવવા ઇચ્છે છે એટલે બધાને જીવવા દો.—એ સિદ્ધાંત આપણે જીવનમાં કેળવવો જોઈએ. Live and let live નો સિદ્ધાંત આજે ફરીથી આપણે વિચારીને અમલમાં મુકવો રહ્યો!

આત્મ સ્વતંત્રતાનું બીજું અંગ માનવ સમાજના મુખ્ય ત્રણ અંગો—પુરૂષ, સ્ત્રી અને નપુંસકો—ત્રણેની સ્વતંત્રતા સ્વીકારવાનું છે!

લગભગ બધા ધર્મ-શાસ્ત્રોમાં સ્ત્રી સ્વતંત્રતા ઉપર કશીક વિચારણા કરવામાં આવી છે!

આજે અહિં આપણે આ વિષયને જરા વધારે ચર્ચીશું. કારણ કે જીવનના વિકાસમાં નર-નારીનો પારસ્પરિક સંબંધ મહત્વનો હોઈને બન્નેની સ્વતંત્રતા આપણે વિચારવી રહી. હિંદુધર્મની સ્થાપના બાદ કાળે કરીને તેમાં વિકૃતિ આવી ગઈ હશે એમ માની શકાય; કારણ કે હિંદુધર્મ સ્ત્રીના પાતિવ્રત્યના ઓઠા હેઠળ સ્ત્રીની સ્વતંત્રતા કચડે છે. પુનર્લગ્ન કરવાનો હક્ક નહિં, શિક્ષાનો હક્ક નહિં વિગેરે માન્યતાઓએ ગોસ્વામીના યુગ સુધી પણ-પ્રભાવ જમાવ્યો હશે એમ તેમની પ્રસિદ્ધ ચોપાઈના 'ताडन के अधिकारी' પદથી જણાય છે. જીવનમાં સ્ત્રીનું સ્થાન ફક્ત એક Commodity-વસ્તુતા રૂપે સ્વીકારવામાં આવ્યું હોય એમ હિંદુ-ધર્મના અમૂક સિદ્ધાંતો ઉપરથી લાગે છે. પુરૂષનું અનેક પત્નીત્વ વિગેરે પણ આ દિશામાં ઓછા ન્યાય આપે છે. પણ એ જ હિંદુધર્મે સ્ત્રીને પુરૂષની અર્ધાંગી તરીકે સ્વીકારીને તેની સ્વતંત્રતા સ્વીકારી છે, પણ પ્રચલિત માન્યતામાં ઘણી વિકૃતિઓ રહેલી છે.

માનવ સમાજની આદિ રચના જેને આપણે યુગલીયા-કાળ કહીએ, અને માનવ વિકાસના ધુરંધરો જેને વાનર-યુગ પછીનો કાળ કહે છે તે વખતે નર-નારીની સ્વતંત્રતા બરાબર હશે એમ સમાજ-રચનાના આદિ નિયમો જેમાં સ્ત્રીને અર્ધાંગી તરીકે સ્વીકારવામાં આવી છે એ ઉપરથી માની શકાય છે. પણ આજકાલની જે વિકૃતિ છે એનાથી સ્ત્રીની સ્વતંત્રતા ઝુંટવાઈ જતાં માનવસમાજનો બધો વિકાસ અટકી પડ્યો છે.

બુદ્ધધર્મ સ્ત્રીની સ્વતંત્રતામાં માને છે, ઈસ્લામ પણ સ્ત્રીનો સમાનાધિકાર સ્વીકારે છે અને જૈનધર્મ પણ સ્ત્રી માટે સ્વતંત્રતાના-મોક્ષનાં દ્વાર ઉઘાડા મૂકીને સ્ત્રી-સ્વાતંત્ર્યની તરફદારી કરે છે;

છતાં પણ ઉપરથી સ્વતંત્રતા હોવા છતાં–પ્રચલિત ક્રિયાકાંડોમાં ઘણાં સ્થાને આની સ્વતંત્રતા બિલકુલ તોડી પાડવામાં આવે છે ! પ્રરૂપિત ધર્મ અને આજના થઇ પડેલા સગવડિયા ધર્મમાં કેટલું અંતર આવી પડયું છે તેનું વિશ્લેષણ કરતાં આપણને ઉપરોક્ત સત્ય જરૂર માલૂમ પડશે. આ માટે રૂઢિગત ક્રિયાકાંડોનો દોષ હશે એમ મારૂં માનવું છે.

આત્મ સ્વાતંત્ર્યના પૂજારીઓ આને સાચા સ્વરૂપમાં ઓળખી અને તેની સ્વતંત્રતા કબૂલે એમ આપણે ઇચ્છીએ.

**સંતોષ** :–અલગ અલગ ધર્મોએ માણસને સંતોષ કેળવવા માટે ઉપદેશ આપ્યો છે અને વાસ્તવમાં સંતોષ જીવન–ધર્મનું એક મહત્ત્વનું અંગ છે જેના વડે માણસ સામ્યભાવ, ભોગના સ્થાને યોગ, ગુણવાદ વિગેરેનો વિકાસ સાધી શકે છે.

**જીવન ધર્મ** :–માનવનો વિકાસ તે જીવનધર્મ. ઉપરોક્ત ગુણોના આધારે મુક્ત બનવા તરફ અગ્રેસર થવું એનું નામ જીવન-ધર્મ.

ઉપરોક્ત ચાર સિદ્ધાંતોને આપણે ધર્મમય જીવન રૂપી મકાનના ચાર સ્તંભો રૂપે માની શકીએ. ધર્મમય જીવનના ચાર સ્તંભો નક્કી કર્યા બાદ આપણે તેના સિદ્ધાંતો નક્કી કરવા રહ્યાં. આ સિદ્ધાંતોમાં આચાર અને વિચાર બન્નેની ભૂમિકા બની રહે તે ઇચ્છનીય છે.

પ્રત્યેક વસ્તુમાં જ્યાં સુધી વિચાર નહિં હોય ત્યાં સુધી તેનું નિષેધાત્મક કે ક્રિયાત્મક રૂપ આપણે નહિં વિચારી શકીએ. જેમકે એક જ સિદ્ધાંત લઇએ કે જૈન સમાજમાં એવા બે વિભાગો અસ્તિત્વ ધરાવે છે કે એક મૂર્તિપૂજાને માને છે, બીજો મૂર્તિ–પૂજાની આવશ્યકતા પ્રભુ–પ્રાર્થના માટે સ્વીકારતો નથી ! આ બન્ને પક્ષો ફક્ત પોતપોતાના મતનું સમર્થન કરે છે અને ફક્ત એક જ

માર્ગથી જ મોક્ષ મળે છે, એમ ચોકકસ માને છે. આચરણની દૃષ્ટિએ જોઇએ તો બન્ને વસ્તુ સત્ય છે. બધા મનુષ્યો એવા પણ નથી હોતા, કે જે અવલંબન વગર ઇશ્વરને ધ્યાયી શકે; એટલે કે અવલંબન વગર તેઓ ઇશ્વરને ભજી શકે તે સ્થિતિએ પહોંચે તે દરમ્યાન તેને મૂર્તિની પૂજા કરવી જ રહી. મૂર્તિની પૂજાથી તેનામાં ભાવમય અને ઇશ્વરનું સાચું ધ્યાન ધ્યાયી શકાતું હોય તો મૂર્તિપૂજા કે અવલંબન કશું ખોટું નથી ! બીજી બાજુ જોઇએ કે ફક્ત મૂર્તિથી જ મોક્ષ મળશે એમ પણ માની શકાતું નથી, કારણ કે આત્માની પરમાત્માની સ્થિતિ થવા માટે અંતર્ધ્યાન જરૂરી હોઇને નિરાકાર ધ્યાન, ઉચ્ચ અવસ્થામાં આવ્યા પછી જરૂરી છે પણ ફક્ત સ્થાનક કે ગિરજા ઘરમાં જઇને નવકાર મંત્ર કે બાઇબલના સૂત્રોનો પોકાર કરવાથી અથવા મસ્જીદમાં નમાજ ભણવાથી જ ઇતિશ્રી થઇ જાય છે એ માનવું પણ ભૂલ ભરેલું છે. નવકાર મંત્રનો જાપ કરતાં જો સિદ્ધ થવાની ભાવના ન જાગે, બાઇબલના સૂત્રો બોલતાં ઇશુના ત્યાગની ભાવના જીવનમાં તાદશ ન થાય કે નમાજ ભણીને ઇમાનદાર થવાની મહેચ્છા ન પ્રગટે તો આ ક્રિયાઓ કશું પણ અર્થ સાધતી નથી !

આચાર અને વિચાર એ બન્ને એક સાથે જ ચાલે છે. વિચાર વગરનો ફક્ત આચાર એટલે જડત્વ. અને આચાર વગરનો વિચાર એટલે તર્કવાદ,-વિચારોની ભ્રમણા જ માની શકાય ! અને કલ્પનામાં આકાશ-મહેલ બાંધવા જેવું થાય છે. જે વિચારી શકાય છે, પણ આચારમાં મૂકીને તેનો સાચો અનુભવ મેળવી શકાતો નથી ! અમુક વિચારોની પાકી સાબિતી તેના આચાર ઉપર જ રહેલી હોય છે અને તોજ એ વસ્તુ દુનિયાને ગ્રહણ કરવા જેવી બની શકે છે. ફક્ત અમુકે કહ્યું છે એટલે એ વસ્તુ સત્ય છે અને તેમાં વિવેકબુદ્ધિ રાખ્યા વગર તેને કરવાથી તેનું કશું પણ પરિણામ આવતું નથી ! ઉલ્ટું તે બધા

પ્રકારે માણુસની, દેશની અને વિશ્વની પ્રગતિ અને ઉન્નતિને રૂંધનાર સિદ્ધ થાય છે।

વર્ણશંકરતા, જાતિભેદ, ઉપજાતિભેદ, પેટા જ્ઞાતિભેદ વગેરે ભેદો પહેલાં અસ્તિત્વમાં નહોતાં. આજે ફક્ત આપણે પૂર્વજોના બહાના હેઠળ કહીએ કે એ તો એ લોકો પણ વિચારજ્ઞ હશેજ, એટલે આપણે તેની રીતિ નીતિને માન્ય રાખવી જ જોઇએ, પણ ત્યાં ફક્ત શુષ્ક આચાર પાળવાનો, એક વગર વિચાર્યો ખોટો તર્ક છે, ઉંડી વિચારણા નથી. પૂર્વજોએ પોતાના દેશકાળ પ્રમાણે રીતિ રીવાજોમાં બદલી કરી તો આપણે પણ કરી શકીએ છીએ અને જે રિવાજો અસ્તિત્વમાં પહેલાં નહોતાં અને આજે તે દેશ, સમાજ કે વ્યકિત માટે ઉપયોગી ન હોય તો તેને આપણે દૂર કરવા જ જોઇએ.

આચાર વિચારનો સમન્વય સાધ્યા વગર હમેશાં આપણી પ્રગતિ કે ઉન્નતિ અધૂરી જ રહેશે અને ધર્મમય જીવનના સિદ્ધાંતો નક્કી કરવા માટે આપણે પણ આચાર–વિચાર બન્નેને મહત્ત્વનું સ્થાન આપવું જ જોઇએ.

ધર્મમય જીવન જીવવા માટે આપણે સર્વ સાધારણ રૂપે 'ઇશ્વરભકિત' અને વ્યકિત–વિકાસની દૃષ્ટિએ 'કર્તવ્ય' બે સિદ્ધાંતો જ નક્કી કરી શકીશું. આના પેટા વિભાગ ઘણાં થઇ શકે છે! ઈશ્વર–ભકિતને ગમે તેવા કર્તવ્યોમાં સર્વ સાધારણ સિદ્ધાંત રૂપે સ્વીકાર કરવી પડશે.

**ઇશ્વિરભક્તિ**:—ઇશ્વરભક્તિનો સિદ્ધાંત દુનિયાના બધા ધર્મોએ સ્વીકાર કર્યો છે. ઘણા આ દુનિયાને ઇશ્વર કૃત માને છે. ઘણા ઇશ્વિરથી અકૃત કોઈ સ્વતંત્ર અનાદિકાળની સૃષ્ટિ છે એમ માને છે. પણ એટલું તો ખરૂં જ કે આત્માનું વિસ્તૃત રૂપ પરમાત્મા જ છે, ત્યારે આત્માની ક્રિયા–પ્રક્રિયાથી જ આ દુનિયા ચાલે છે એમ

કહી શકાય. ક્રિયા–પ્રક્રિયા Action, Reaction થી જન્મ જન્માંતર થાય છે એટલે આત્માઓ વગરની દુનિયાનું કોઇ અસ્તિત્વ નથી એમ કહી શકાય.

બધા ધર્મોએ ઇશ્વરનો અને ઇશ્વર ભક્તિનો અલગ અલગરૂપે સ્વીકાર કર્યો છે અને ઇશ્વરની મહિમા ગાઇ છે.

કુરાનની પહેલી આયાત સૂરે ફાતિહામાં કહેવામાં આવ્યું છે: ‘ બધા પ્રકારની પ્રશંસા ઇશ્વરને છે. ’

બાઇબલની મત્તી ૨૨ માં કહેવામાં આવ્યું છે કે ‘ તું પરમેશ્વર અને પોતાના પ્રભુથી પોતાના સર્વ મન, બુદ્ધિ અને લાગણીથી પ્રેમ કર ! ’

જૈનધર્મનો પાઠ ‘ **नमो अरिहंताणं** ’ નવકાર મંત્રના પદથી શરૂ થાય છે. બુદ્ધિષ્ટોએ પણ ‘ **बुद्धं शरणं गच्छामि** ’ કહીને બુદ્ધને –ઉન્નત આત્માને માન આપે છે અને હિંદુ ધર્મે તો તેતીસ કરોડ દેવી દેવતાનું સ્મરણ કરવા માટે કહ્યું છે. આ રીતે દરેક ધર્મે ઇશ્વરની માન્યતાને કાયમ કરી છે.

ઇશ્વરની ભકિત માટે જૂદા જૂદા રૂપો જૂદા જૂદા ધર્મ પ્રમાણે આપણે જોઈ શકીએ છીએ. મુસલમાનો નમાજ–હજ વિગેરે કરે છે, હિંદુઓ પૂજા–પાઠ કરે છે, ઇસાઇઓ Prayer–પ્રાર્થના કરે છે, બુદ્ધિષ્ટો બુદ્ધ મંદિરમાં જાય છે અને જૈનો સામાયિક–પૂજા પાઠ વિગેરે કરે છે. પારસી લોકો પણ પોતાના ધર્મ–સ્થાનકમાં જઈને પ્રભુ–પ્રાર્થના કરે જ છે. એટલે એ તો સ્વીકારવું જ રહ્યું કે ઇશ્વર–ભકિત જરૂરી છે !

ઇશ્વરની ભકિત એટલા માટે પણ જરૂરી છે કે બધા ધર્મોએ આત્માને ઇશ્વરનું એક રૂપ–અંશ માન્યો છે એટલે અંશને પૂર્ણમાં

મળી જઈને સંપૂર્ણ થવાની અથવા સ્પષ્ટ રૂપ થવાની જરૂર છે. એક પ્રસિદ્ધ ઉર્દૂના શાયરનું 'ખુદા ખુદ હી મેં હૈં 'નું વાક્ય '**સોઽહમ્** 'ની પ્રતીતિ કરાવે છે.

જીવનના ગમે તેવા સંજોગોમાં, માણસની વૈયક્તિક ઉન્નતિ કે અવનતિમાં, આત્માની ઉન્નત કે અવનત દશામાં ગમે ત્યારે પણ આપણે એ મહાન શક્તિનો અદૃશ્ય રૂપે ગેબી નાદ સાંભળીએ છીએ અને આ રણકારા માનવનો આત્મા જ પ્રતિધ્વનિત કરે છે. એ નાદને સાદ દઈને આત્મા આગળ વધે છે, પોતાના સ્વરૂપને ઓળખવા તદ્રૂપ થવા માટે તે પ્રયત્ન કરે છે.

દુઃખમાં પણ આપણને સાચો રાહ દેખાડનાર આ અંતરનો જ ગેબી અવાજ છે અને આ ગેબી શક્તિને કોઈ આત્માથી પ્રથક્ તો કોઈ આત્મમયી માને છે. ઘણા તેને ઈશ્વરના રૂપે ઓળખાવે છે તો ઘણા આત્માના સાચા સ્વરૂપની ઝાંખી રૂપે તેને માને છે, પણ બધા ઇશ્વરને માને છે અને ઇશ્વર–ભક્તિનો બધા ધર્મોએ પોતપોતાની દૃષ્ટિએ ઉપદેશ આપ્યો છે.

હવે આપણે જીવનને ધર્મમય બનાવવાના બીજા સિદ્ધાંત તરફ વળીએ !

**કર્તવ્ય !**—માનવ જીવનના કર્તવ્યો જેને ધર્મમય જીવનનો બીજો સિદ્ધાંત મેં ગણાવ્યો છે તે વ્યક્તિ વિશેષ પ્રમાણે ભિન્ન છે. ઇશ્વરભક્તિથી આત્માને સંતોષ મળે છે એટલે કર્તવ્યો વડે માણસ '**सत्यं शिवं सुंदरम्**' ની ભાવનાને જીવનમાં પ્રગટાવી '**सत् चित् आनंद**' પ્રાપ્ત કરી શકે છે અને '**सोऽहम्**' ની પવિત્ર ભાવનાના મંજીલે વિકાસ કર્યા પછી પહોંચી શકે છે. '**सोऽहम्**' ની ભાવનામાં વિલીન થઈ જવા માટે પ્રાર્થના ઘણી જરૂરી છે.

જીવનના કર્તવ્યોને આપણે ત્રણ વિભાગમાં વહેંચી નાખીએ. (૧) પ્રાથમિક (૨) માધ્યમિક (૩) ઉચ્ચ.

**પ્રાથમિક કર્તવ્યો** :–આ કર્તવ્યો એટલે માણસનું જીવન પ્રમાણિક અને નૈતિક બનાવવા સીધા સાદા ઉપાયો. ધર્મમય જીવનની પ્રારંભિક ભૂમિકા પણ આ જ હોઈ શકે.

પ્રમાણિક અને નૈતિક જીવન પણ બધાં જીવી શકતાં નથી અને એ જીવન જીવવા માટે માનવને મનની સ્વસ્થતા સર્વ પ્રથમ હોવી જોઈએ. મનની સ્વસ્થતા શારીરિક સ્વસ્થતા ઉપર અવલંબે છે એટલે શરીર જો કે ગૌણ વસ્તુ છતાં પણ સાધન–ધર્મ હોઇને તેને કેળવવાની અને તેના વડે 'સાધ્ય' ને પ્રાપ્ત કરવું પણ આવશ્યક છે. આ સિવાય જેણે આપણને જન્મ આપ્યો છે, જેણે સંસ્કારો રેડયા છે વિગેરે તરફ ભક્તિભાવ હોવો જરૂરી છે. માટે જીવનવિકાસનાં કર્તવ્યોનું વર્ગીકરણ આપણે નીચે પ્રમાણે કરીશું !—

**પંચ ભક્તિઃ**—પંચભક્તિ એટલે ગામના પંચ કે સરપંચની પૂજા નહિં પણ નિમ્નોક્ત પાંચ–પૂજાઓ છેઃ–

(૧) ઈશ્વર ભક્તિ
(૨) માતૃ-પિતૃ ભક્તિ
(૩) ગુરૂ ભક્તિ
(૪) દેશ-ભક્તિ
(૫) ધર્મ ભક્તિ

(૧) ઇશ્વર ભક્તિ માટે તેણે ઇશ્વરનું ચિંતન કરવું એટલું જ સમજવું જોઈએ.

(૨) **માતૃ પિતૃ ભક્તિઃ**—'**मातृदेवो भवः**' '**पितृदेवो भवः**' વિગેરેની ભવ્ય ભાવના માણસના જીવનને ઉન્નત બનાવવા માટે જરૂરી છે. આ ભાવનાને આપણે સર્વ પ્રથમ જીવનમાં સ્થાન

આપવું જોઇએ. જૈન ધર્મ 'यथा मातृपितृ पूजयेति' કહીને માતાપિતાની પૂજા કરવાનું કહે છે.

કુરાનની સૂરે બની ઇસ્રાઇલની ૧૭ મી આયાતમાં લખ્યું છે કે 'મા-બાપથી સારી રીતે વર્તો! બન્નેમાં એક અથવા બન્ને વૃદ્ધ થાય તો તેની સેવા કરવામાં પ્રમાદ ન કરો. તેમની સેવાચાકરી માથું નમાવીને કરો!'

ભગવાન ઈશુએ પણ બાઇબલની મત્તી ૧૫ માં કહ્યું છે કે, 'પોતાના પિતા તથા માતાનો આદર કરજો!'

ઇશ્વર ભક્તિ પછી સર્વપ્રથમ જીવનનું કર્તવ્ય માતૃ પિતૃ ભક્તિ છે. જેણે આપણને જન્મ આપ્યો છે અને મોટા કર્યા છે! માણસ કુટુંબમાં વસતો હોઇને તેની આ નૈતિક અને પ્રાથમિક જવાબદારી છે.

**ગુરૂ ભક્તિઃ**—'गुरुदेवो भवः' કહીને આપણને પૂર્વજોએ ગુરૂ-ભક્તિ માટે કહ્યું છે! જેમણે આપણામાં જીવનના સંસ્કાર રેડયાં છે તેના પ્રતિ આપણો આદર સ્વાભાવિક હોવો જ જોઇએ!

**દેશ-ભક્તિઃ**-જેની ગોદમાં આપણે મોટા થયા છીએ તે પ્યારી માતૃભૂમિને આપણે કેમ ભૂલી શકીએ? જેનાં તત્ત્વોથી આપણું આ શરીર બન્યું છે તેના પ્રત્યેની ભક્તિના ભારથી આપણે કદાપિ ઉઋણ નહિં થઇ શકીએ. માતૃભૂમિનું ઋણ ચૂકવવું એટલે પોતાના દેશના કહેવડાવવા પોતાનું સ્વમાન માનવું વિગેરે છે. માતૃભૂમિને આપણી વંદણા હમેશાં હોવી જોઇએ. આપણે કેમ ભૂલી શકીએઃ-

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसी

**ધર્મ-ભક્તિઃ**-ધર્મની વ્યાપક ભાવના ન સમજાય ત્યાં સુધી પ્રચલિત ધર્મોમાંથી કોઇનો આશરો તો લેવો જ રહ્યો! ધર્મ પ્રત્યેની ભક્તિ, ગુરૂભક્તિનું અંગ છે.

**(૨) નિત્ય નિયમ-વ્યાયામઃ**-માણુસે જીવનની બધી પ્રવૃત્તિઓ ઉપર અંકુશ લાવવા માટે પોતાની શારીરિક પ્રવૃત્તિઓનો એક આદર્શ નિત્ય નિયમ ઘડી કાઢવો જોઇએ. આ નિત્ય નિયમમાં નિયમિત ઉઠવું, શૌચ કરવું, ભોજન કરવું, નિદ્રા લેવી વિગેરે આવશ્યક કાર્ય-ક્રમનો સમાવેશ થઈ જાય છે.

આ પ્રકારના નિત્ય નિયમને બધા ધર્મોએ સ્વીકાર કર્યો છે. વ્યાયામ ખોરાક પચાવવામાં, શરીરને સશક્ત બનાવવા માટે ઉપયોગી છે એટલે નિયમિત અમૂક વ્યાયામ માણસે કરવો જોઇએ! શરીર સ્વસ્થતાથી મનની સ્વસ્થતા આવે છે અને માણસ જીવનના કાર્યક્ષેત્રમાં આગળ વધી શકે છે. આ સિવાય આ બધી પ્રવૃત્તિઓ બ્રહ્મચર્યની સાધનામાં વિશેષ રૂપે મદદગાર હોઇને બ્રહ્મચર્યની પ્રાથમિક ભૂમિકા બનાવવા માટે જરૂરી છે!

**(૩) આજીવિકા અને વિદ્યાધ્યયનઃ**-પ્રારંભિક અવસ્થામાં વિદ્યાધ્યયન જરૂરી છે અને પછી આજીવિકા પણ તેના પ્રામાણિક જીવનનું એક અંગ છે. અલગ અલગ ધર્મો પ્રમાણે ન્યાયપૂર્વક આજીવિકા ઉપાર્જન કરવી, તેનો યોગ્ય વ્યય કરવો વિ. સિદ્ધ થાય છે. કારણ કે બધા આત્માઓ તો એવા વિરલા હોતા જ નથી કે જેઓ સંસારની અસારતા અનુભવતા હોય. ઘણાંને સંસાર સાર રૂપે ભાસે છે અને એ સાર પ્રાપ્ત કરવા પણ ન્યાયપૂર્વકની આજીવિકા એક સાધન છે. જૈનધર્મ બતાવે છે કેઃ-

"ગૃહસ્થે આ લોક તેમજ પરલોકના હિત માટે ન્યાયપૂર્વક ધનોપાર્જન કરવું જોઇએ!"

ઇસ્લામ પણ સૂરે-અસરાફની પહેલી આયાતમાં કહે છે કેઃ— 'ખાઓ અને પિઓ પણ વ્યર્થ ખર્ચ ન કરો, કારણ કે ખુદાને તેવા માણુસો પસંદ નથી!!

(૪) વિવાહ:—બધા મનુષ્યો પૂર્ણ બ્રહ્મચારી રહે તે વિભિન્ન લિંગના માનવ સમુદાયમાં શક્ય નથી. બધા માટે તો શું પણ જનસમાજનો મોટો ભાગ પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કરી શકતો નથી. પુરુષે યોગ્ય સ્ત્રી સાથે વિવાહ કરીને પોતાની ગૃહસ્થી સંભાળવી એમ બધા ધર્મો કબૂલ કરે છે.

વિવાહનો ધ્યેય અને ઉદ્દેશ્ય, સ્ત્રી પુરુષનો પારસ્પરિક સંબંધ વિગેરે બાબતો ઉપર અલગ અલગ ધર્મગ્રંથોમાં અલગ અલગ પ્રકાશ પાડવામાં આવ્યો છે, અને બધાએ એકમતે સ્વીકાર્યું છે કે વિવાહનો અર્થ બળવાન સંતતિ ઉત્પન્ન કરવાનો છે અને તે પણ રાષ્ટ્ર કે સમાજ માટે એક ઉપયોગી અંગ છે.

(૫) પાડોશીધર્મ:—પાડોશીધર્મ ફક્ત પાડોશ પૂરતો જ માનવાનો નથી, પણ તેની ઉદાર ભાવનામાં 'વસુધૈવ કુટુંબકમ' વિશ્વ કુટુંબની ભાવના રહેલી છે.

ઇસાઈધર્મ આ બાબતમાં કહે છે:—

'તું પોતાના પાડોશી સાથે પોતાના સમાન પ્રેમ રાખ.'

—મત્તી ૨૯.

મુસલમાનોનો ઈસ્લામ તો એથી પણ આગળ વધી કહે છે:—

'અનાથનો માલ પાછો આપી દો! ગરીબ અને મુસાફરોને તેમના હક્ક આપો અને મફતના માલ ન ઉડાવો!'

પાડોશી ધર્મમાં પોતાના ગામડાનો ઉદ્ધાર, પોતાના પ્રાંતનો ઉદ્ધાર, રાષ્ટ્રનો ઉદ્ધાર વિગેરે પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે. જે ભૂમિમાં માણસ પેદા થયો છે તે પ્રતિ તેનું કશુંક કર્તવ્ય રહે છે જે એને અદા કરવાનું છે અને આ રીતે–વ્યક્તિના કુટુંબ, ગામ, નગર,

રાષ્ટ્ર સાથેના અલગ અલગ સંબંધોના કારણે તેણે ગ્રામધર્મ, નગર-ધર્મ, રાષ્ટ્રધર્મની જરૂરીયાત સમજીને જીવનમાં તે ધર્મને બજાવવાની ભાવના કેળવવી જરૂરી છે.

(૬) **નૈતિક જીવનને ઉન્નત બનાવવાનાં કર્તવ્યો:—** પ્રારંભિક અવસ્થામાં ઉપરોક્ત ગુણો લૌકિક કર્તવ્યરૂપે છે, પણ સાથે સાથે માણસે જીવનને પ્રગતિમય બનાવવા માટે, આત્માને ઉન્નત કરવા માટે, નીચેના ગુણો કેળવવા જરૂરી છે:—

**વિદ્યા અને ઉદ્યોગ:**—વિદ્યા અને ઉદ્યોગ એટલે અલગ અલગ પ્રકારની કળાઓને હસ્તગત કરી સ્વ અને પરના ઉપયોગ માટે તેનો પ્રચાર કરવો !

**તપ અને શીલ:**–' શીલ વીરોનું ભૂષણ છે ! ' અને ચારિત્ર-વાન બનવા માટે પ્રયત્ન કરવો એ ધર્મનું સાચું આચરણ કરવા જેવું છે. શીલ માટે નિત્યનિયમ, વ્યાયામ, પ્રાણાયામ, ઉપરાંત તપની આવશ્યકતા છે. આ તપની ક્રિયાત્મક અને ભાવાત્મક બે દિશા છે. પચ્ચખાણ, ઉણોદરી, ઉપવાસ વિગેરે તેની ક્રિયાત્મક દિશાનું સૂચન કરે છે, જ્યારે અધ્યયન, મનન અને ચિંતન તેમજ સંતોષ કેળવવો વિ. તેની ભાવાત્મક દિશાનું સૂચન કરે છે.

**જ્ઞાન અને દાન:**–જ્ઞાન એટલે વિવેકબુદ્ધિપૂર્વકનો ઉપયોગ–તેને કેળવવાની પણ ખાસ આવશ્યકતા છે. કર્તવ્ય કરવાની વિવેકબુદ્ધિ ન હોય તો ક્રિયાઓથી કશો પણ અર્થ સરતો નથી ! આ સિવાય આજીવિકાનો એક ભાગ પરતંત્ર અને વિવશ માણસો માટે દાનરૂપે પણ આપવો જોઇએ ! દાનની ભાવના માણસમાં બંધુત્વની ભાવના પ્રગટ કરાવે છે એટલે વિશ્વબંધુત્વની ભાવના પ્રગટ કરવા માટે, સારા પાડોશી બનવા માટે પણ દાનની જરૂરત રહે છે.

**ગુણ અને ધર્મ:**–વ્યક્તિની વિશેષતાએ એનામાં અમૂક ગુણો

રહેલા છે અને તેમાં સ્વાર્થરહિત પારકાનું ભલું થાય, જીવન વ્યવસ્થિત બને તે માટે વિશેષ ગુણોને કેળવવાની ખાસ અગત્ય રહે છે. આ ગુણો એટલે સત્ય, અહિંસા, અચૌર્ય, બ્રહ્મચર્ય, પ્રામાણિકતા વિગેરે છે, એનો વિકાસ આગળ જતાં કરવો રહ્યો જ.

ધર્મ એટલે અમુક પ્રકારની બાહ્ય ક્રિયાઓ તેમ જ તેનું આંતરિક રહસ્ય સમજવું! આ માટે હું અગાઉ જણાવી ગયો છું.

સંક્ષિપ્તમાં ઉત્તરોત્તર વિકાસ મ નીચેના શ્લોકને આપણે ન ભૂલી શકીએ:—

યેષાં ન વિદ્યા, ન તપો ન દાનં,
જ્ઞાનં ન શીલં ન ન ધર્મઃ;
તે મૃત્યુલોકે ભૂવિં ભારભૂતા,
મનુષ્ય રૂપેણ મૃગાશ્ચરન્તિ.

—જે લોકોમાં વિદ્યા નથી, તપ નથી, દાન નથી, જ્ઞાન નથી, શીલ નથી, ગુણ નથી તેમજ ધર્મ નથી તેઓ આ દુનિયામાં ભારરૂપે છે અને મનુષ્યના રૂપમાં પશુની જેમ ફરે છે.

ઉપરોક્ત પ્રાથમિક કર્તવ્યો પછી હવે આપણે આ ભૂમિકા પાછળનો વિકાસ જોઈએ. ઉપરોક્ત ગુણો જીવનમાં કેળવાશે તો આત્મા એક એવી ભૂમિકામાં પહોંચશે કે જ્યાંથી તે સ્વનો વિકાસ સાધવામાં તલ્લીન રહેશે.

હવે આપણે માણસના માધ્યમિક કે વિશેષ કર્તવ્યો તરફ વળીએ. ઉપરના કર્તવ્યો પછી માણસને સહેજે નીચેની બાબતો તરફ વળવું પડશે:—

**બ્રહ્મચર્ય**:—ગૃહસ્થાશ્રમમાં રહીને માણસનુ બ્રહ્મચર્ય શું હોઈ

શકે તે પ્રશ્ન છે. પોતાની પત્ની કે પતિ તરફ પુરુષ કે સ્ત્રીની જે જવાબદારી છે તેમાં સૌથી મોટી જવાબદારી અન્યોન્યથી સંતોષ પ્રાપ્ત કરવો એ રહેલી છે. આની ભૂમિકા:—ફક્ત શારીરિક કામવાસનાને સંતોષવી, તેમાંજ ઇતિશ્રી નથી થતી, પણ જીવનમાં એક બીજાના વિચારોને અનુકૂળ થવાનું, વિષયવાસનાને ન વધારવાનું વિગેરે પણ થાય છે. પ્રતિકૂળ વિચારવાળા સશક્ત સ્ત્રી પુરુષની સંતતિ પણ નિર્બળ હોય છે એટલે એ દૃષ્ટિએ પણ અનુકૂળ વિચારોની ભૂમિકા સ્થાપવી જરૂરી છે.

ગૃહસ્થાશ્રમના બ્રહ્મચર્યની સિદ્ધિ માટે બાઇબિલમાં એક વાકય મળે છે કે:—'મનુષ્ય પોતાના માતાપિતાથી અલગ થઇને પોતાની પત્ની સાથે રહેશે અને તેઓ એક તન થવાના! હવે તેઓ એક તન છે એટલે તેમણે તેને સિદ્ધ કરવું જોઇએ અને બે શરીર એક આત્મારૂપે બનવાં જોઈએ!'

ગૃહસ્થ બ્રહ્મચર્યની સાધના માટે, પરદારા ગમનનિષેધ આવશ્યક વસ્તુ છે. પરદારાગમન શરીરના વિકાસ માટે અનિષ્ટ તત્વ છે અને કદાપિ પણ સ્વીકૃત તત્વ ન જ માની શકાય! આનો વિરોધ બધા ધર્મોએ કર્યો છે. આ તત્ત્વ શારીરિક તેમજ માનસિક વિકાસ માટે પણ બાધક છે.

પરદારાગમનનિષેધથી વધીને અનેક-પત્નીત્વનો ત્યાગ પણ ગૃહસ્થ-બ્રહ્મચર્ય માટે આવશ્યક છે. કામભોગની તીવ્રાભિલાષા જીવનમાં ન પ્રગટે એ પણ બ્રહ્મચર્યની સાધના માટે જરૂરી છે*

* બ્રહ્મચર્યના પાલન માટે વ્રત નિયમ, ઈશ્વર પ્રાર્થના વિગેરે પણ જરૂરી છે. આ બધી વસ્તુઓ પ્રસ્તુત માર્ગની પુષ્ટિરૂપે છે. જૈનધર્મમાં 'સામાયિક વ્રત', દેસાવગાસિકવ્રત તેમજ પૌષધવ્રત વિગેરે વ્રતો આ બ્રહ્મચર્યવ્રતનું યથાયોગ્ય પાલન થાય તે માટે બતાવવામાં આવ્યાં છે.

**પ્રમાણિકતા**:—ગ્રહસ્થ બ્રહ્મચર્યના પાલન માટે જીવનની પ્રામાણિકતાનું હોવું ઘણું જ જરૂરી છે. એટલા માટે આય અને વ્યયનો પણ સરખો જ હિસાબ યોગ્ય રીતે રાખવો જોઈએ! કહ્યું પણ છે કે 'જેવો આહાર તેવો ઓડકાર' એટલે જેવી આવક હશે તે પ્રમાણે તેનો વ્યય થશે. નૈતિક જીવનનું ધરાતલ પણ માણસની આવક ઉપર અવલંબે છે. દાખલા તરીકે કાળા બજારનો પૈસો કાળા કામો કરવામાં જ વધારે વપરાશે.

(૧) **વ્યાપારની દિશાની મર્યાદા**:–આની મર્યાદા હોવાથી માણસનું જીવન રખડું નથી બનતું. તેને પ્રામાણિક અને વ્યવસ્થિત જીવન ગાળવા પ્રેરે છે. દિશાની મર્યાદાથી લાભ ઉપર પ્રતિબંધ મુકાય છે અને લાભનો પ્રતિબંધ એટલે લોભનો પ્રતિબંધ કહી શકાય. લોભ સર્વનાશનું મૂળ હોઈને માણસનો વિકાસ (નૈતિક) અટકે છે.

(૨) **વ્યયની મર્યાદા**:–પૈસાનો વ્યય ક્ષણિક ખાવા પીવા કે મોજ શોખમાં ન કરવો જોઇએ, કારણ કે મોજ શોખમાં પડવાથી માણસના જીવનનું નૈતિક ધરાતલ ઉપર આવી શકતું નથી. આ સિવાય એવા ધંધાઓમાં પણ પૈસો ન લગાડવો જેનાથી અનીતિના ધંધાઓ થાય, જેમકે, કુટ્ટણખાતું, દારૂખાતું વિ. ચલાવવું, રાષ્ટ્રને હાનિ પહોંચે તેમજ પોતાના સ્વાર્થ માટે સર્વનો વિનાશ થાય.

ખાનપાન ઉપરનો તેમજ વ્યય ઉપરનો સંયમ બીજી વસ્તુઓ ઉપર સંયમ લાવશે જે બ્રહ્મચર્યના પાલનમાં ઘણુંજ મદદગાર થશે.

વ્યય કરવાના સાધનોમાં પરોક્ષમાં પણ કોઇને વ્યર્થની હાનિ કે નુકશાન થાય એવાં સાધનો કે ધંધાને સ્થાન આપવું ન જોઇએ!—

(૩) **આવકની મર્યાદા**:–પોતાને મળે તેનાથી સંતોષ માનીને બીજી આવક–પરિગ્રહ બીજાના માટે ઉપયોગમાં આવે તેવી મર્યાદા પણ બાંધવી જોઇએ.

ઉપર પ્રમાણે જીવનની આવક અને વ્યય મર્યાદિત હશે તો પ્રામાણિકપણું જીવનમાં પ્રવેશી શકશે.

**અચૌર્ય**:—પ્રામાણિક બનવા માટે એક વિશિષ્ઠ ગુણને કેળવવાની ખાસ આવશ્યકતા રહે છે અને તે છે કોઇપણ પ્રકારની ચોરી કરવી નહિં. મુસલમાનને ઈમાનદાર બનાવવા માટે કુરાને શરીફની એક આયાતમાં કહ્યું છેઃ 'જે માપ કરો તે પૂર્ણ કરો અને તોળતી વખતે ડાંડીને સીધી રાખો!" જૈન ધર્મના શ્રાવક વ્રતોમાં ત્રીજું વ્રત પણ આ જ વસ્તુ બતાવે છે! ત્રીજા અચૌર્ય વ્રતમાં 'દાણ-ચોરી' માટે પણ મનાઈ કરવામાં આવી છે. કોઈપણ ખરાબી નાના રૂપે પ્રવેશ કરે છે અને આ પ્રમાણે 'આમાં તે શું'ના પ્રશ્ન સાથે ખરાબી વિશાળતા સાથે, સમય વ્યતીત થતાં આપણા જીવનમાં ઘર કરી લે છે.

**સત્ય**:—અચૌર્યના પાલન માટે સત્યની ખાસ આવશ્યકતા છે. કુરાને શરીફમાં જ્યાં 'નેકીની સાથે પૂરૂં તોળો' લખ્યું છે તેની નીચેની જ આયાતમાં 'તમે જે બોલો તે સત્ય બોલો અને તમારો નિર્ણય પણ ઈન્સાફની સાથે હોવો જોઇએ,' એ પણ વાંચવા મળે છે. અચૌર્યનું પાલન કે પ્રામાણિક બનવા માટે કે સ્વપત્ની પ્રતિ વફાદારી—સાચા સ્વરૂપમાં પ્રગટ કરવા માટે સત્યતાની અનિવાર્ય અગત્ય રહે જ છે.

સત્ય બોલવાની મર્યાદા ફક્ત સાચું બોલવું ત્યાં સુધી જ નથી પણ 'સત્યં બ્રુયાત્' પ્રિયં બ્રુયાત્'ની મહાન ભાવના સુધી પણ છે. સાચું બોલવું અને પ્રિય બોલવું, એના માટે કોઇને ભય લાગે, કોઈના ઉપર આળ ચડાવવું, કોઈની જૂઠી સાક્ષી ભરવી, ખોટું લખવું, થાપણ પચાવવી વિગેરે બાબતોની મર્યાદા પ્રતિ ધ્યાન આપવું જોઈએ!

સ્વપત્નીને જીવનસંગિની સાચા સ્વરૂપમાં જોવા માટે સત્યતાને

પ્રગટાવવી ઘણી જ જરૂરી છે. પ્રામાણિકતાનો પાયો જ સત્ય છે અને અચૌર્યવ્રત સત્યવિના કદાપિ પ્રગટી શકે જ નહિં !

**નિર્ભય અને અભયતા:**—ઉપરોક્ત ગુણ કેળવવા માટે સર્વ પ્રથમ નિર્ભયતા કેળવવી જોઈએ. નિર્ભયતા માટે ઉપરોક્ત ગુણો આવશ્યક છે. જીવનમાં નિર્ભયતા ત્યારે જ કેળવી શકાય જ્યારે આપણે સ્વયં નિર્ભય બનીએ અને બીજાને નિર્ભય બનાવી શકીએ. બીજાને નિર્ભય બનાવવું એટલે કે આપણાથી કોઈ ડરે નહિ.

આ નિર્ભયતા કેળવવાનું રૂપ તે અહિંસા છે. કોઈની હિંસા કરવાથી તમે નિર્ભય નહિં બની શકો અને અહિંસાનું તત્વ જ્યાં સુધી જીવનમાં ન પ્રગટે ત્યાં સુધી જીવનનો વિકાસ ન થઈ શકે, કારણ કે હિંસા હશે ત્યારે પોતાની જાતને બચાવવાનો હમેશાં ડર રહેશે અને એ ડર માણસના વિકાસને હમેશાં મારી નાખશે.

Live and Let Live-જીવો અને જીવવા દો ! નો સિદ્ધાંત માણસે ઉન્નતિ અને પ્રગતિ માટે સમક્ષમાં લાવવો જ જોઇએ !

બૌદ્ધધર્મના 'ધમ્મપદ' ૧–૫ માં કહ્યું છે કે:...

'વેરથી વેર કદાપિ સમતું નથી. અવેરથી જ તે શાંત થાય છે. અને એ જ ધર્મ સનાતન છે ! બુદ્ધના આ વાક્યને આપણે ન ભૂલવું જોઇએ. જીવન કાળમાં આપણા ઘણાં શત્રુ છે. તેમાંથી એકનો ઘાત કર્યો એટલે આપણે બીજા દશ-તેના ઓળખીતાને શત્રુ બનાવ્યા, પણ એકને જો મિત્ર બનાવ્યો હશે તો બીજા દશ આપણા મિત્ર બનશે.

'मित्ती मे सव्व भूएसु वेर मज्झं न केणइ'

મારે બધાં જીવો સાથે મૈત્રી છે, કોઇની સાથે વેર નથી. એ ઉદાત્ત ભાવના અહિંસાનું સાચું સ્વરૂપ છે, જેને જીવનમાં પ્રગટાવવું જરૂરી છે.

શરીર પાંચ તત્ત્વોનું બનેલું છે. તેવી રીતે આત્મિક વિકાસનું શરીર પણ ઉપરોક્ત પાંચ તત્વો–અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને પ્રમાણિકતા વડે જ બનેલું છે.

ધર્મમય જીવન ગાળવા માટે એ સિદ્ધાંતો જરૂરી છે અને તેને જીવનમાં ઉતાર્યા બાદ, આપણે 'સત્–ચિત્ આનંદ'ની ભૂમિકામાં અવશ્ય આવી શકીએ.

જીવનની 'સત્યં, શિવં અને સુંદરમ્'ની વ્યાપક ભાવના માટે ઉપરોક્ત પાંચ તત્વ એક ભૂમિકારૂપે છે. ધર્મમય જીવન કેમ ગાળવું તેનો જવાબ ફક્ત 'સત્યં શિવં સુંદરમ્' બનવું–એજ હોઈ શકે! અને તેનું મંઝીલ 'સોऽहम्' છે. મંઝીલ પ્રાપ્તિનો આનંદ 'સચ્ચિદાનંદ' છે.

પ્રાથમિક અને વિશેષ ગુણો કેળવ્યા બાદ કે કેળવતા દરમ્યાન આપણે આત્માના વિકાસના ઉચ્ચ ગુણો તરફ વળી શકીએ છીએ. હવે સત્યં-શિવં–સુંદરં કેમ બની શકીએ તે વિચારીએ

સત્ય બનવા માટે નીચેના ગુણોનો વિકાસ સાધવો જોઈએઃ—

(૧) **ક્ષમાઃ**—કોઈ પણ વ્યક્તિ કટુ–અપ્રિય વચન કહે ત્યારે તેને ન ગણતાં ક્ષમા કરવી. ગુસ્સો ન આણવો.

(૨) **લઘુતાઃ**—આંતરિક તથા બાહ્ય ક્રોધ, માન, માયા, લોભ વિગેરેનો ત્યાગ કરીને લઘુ બનવું. ખોટી ડંફાસો કે મિથ્યાભિમાન સેવવું જોઈએ નહિ.

(૩) **સત્યઃ**—ઉપરોક્ત ક્રિયાઓના પાલનથી માણસનું જીવન સત્યમય બની શકશે.

હવે શિવં બનવા માટે કયા કયા ઉપાયો યોજવા જોઈએ તે વિચારીએઃ—

(૧) **મુક્તિઃ**—સંસારના બધા પ્રકારનાં બંધનોથી મુક્ત થઈને બંધનોને પોતાને આધીન કરવા.

(૨) **સંયમઃ**—બંધનોનો ત્યાગ કરવા માટે **સંયમની આવશ્યકતા** રહે છે. આ સંયમ એટલે ઈંદ્રિય ઉપરનો અંકુશ. આ સંયમ ૧૭ પ્રકારનો છે એવું જૈનશાસ્ત્રોમાં લખ્યું છે.

(૩) **તપઃ**—સંયમના પાલન માટે તપની અનિવાર્ય અગત્યતા રહે છે. આ તપ જૈનધર્મશાસ્ત્ર પ્રમાણે બાર પ્રકારનો છે, જેમાં ભૂખ, તાપ, ધ્યાન, ચિંતન વૈયાવચ્ચ વિગેરેનો સમાવેશ થાય છે.

(૪) **ત્યાગઃ**—શિવં બનવા માટે તેમજ તપ અને સંયમ માટે અને મુક્તિ માર્ગે પહોંચવા માટે ત્યાગ દૃષ્ટિ ધારણ કરી તેને વિકસાવવાની ખાસ જરૂરીયાત છે.

હવે જીવનને ધર્મમય બનાવીને આપણે 'सत्यं' એટલે સાચું, 'शिवं' એટલે શાશ્વત બનાવ્યું પણ એનાથી જ 'सुन्दरम्' જીવન બની શકતું હોય તેમ લાગતું નથી, માટે 'सुन्दरम्' બનવા માટે શું કરવું? તે વિચારીએ. જીવનનો વિકાસ, ધર્મમય જીવનનો ધ્યેય, જીવનનાં સૌન્દર્ય વગર અધૂરો જ રહે છે.

સુંદરમ્ બનવા માટે નીચેના ઉપાયો છેઃ–

(૧) **સરળતા**–મન વચન અને કાયાની કુટિલતાનો ત્યાગ કરીને સરળ બનવું એ સુંદર બનવા માટે પહેલું પગથીયું છે! જે મનુષ્ય સરળ નથી, માનસિક, કાયિક કે વાચિક ભ્રમણાઓ સેવે છે તેનું જીવન કદાપિ સુંદર બની શકતું નથી. માટે સુન્દરતા પ્રગટ કરવા માટે સરળ બનવું જરૂરી છે.

(૨) **મૃદુતાઃ**-સરળતા સાથે જીવનમાં મૃદુતા–મિઠાશ ન હોય

તો જીવનનું સૌન્દર્ય પૂરું બનતું નથી. જે સૌન્દર્ય આકર્ષક હોય પણ તેનામાં નમણાશ ન હોય તો તે અધુરું જ ગણાય, તે પ્રમાણે જીવનની સુન્દરતા પ્રગટાવવા માટે મૃદુ થવું ઘણું જ જરૂરી છે.

(૩) **બ્રહ્મચર્ય**:—સુન્દર થવા માટે 'મસ્તી' હોવી જરૂરી છે. આ મસ્તી તે નિજ–સ્વરૂપમાં વિચરણ કરવાની મસ્તી છે! બ્રહ્મચર્ય એટલે પોતાના સ્વરૂપમાં રાચ્યા રહેવું. ઉપરોકત મસ્તીના અભાવે સૌન્દર્ય કદાચ ફીકું પણ લાગે!

જીવનને સત્યં–શિવં–સુન્દરં બનાવવા માટે ઉપરોકત પ્રવૃત્તિનો વિકાસ થવો જરૂરી છે.

આ બધી પ્રવૃત્તિઓનું મંઝીલ '**सोऽहम्**' છે એટલે આત્માનું પરમાત્મા સ્વરૂપે પ્રગટ થવું અને તે જ ધર્મમય જીવનનો સાચો આનંદ છે. ધર્મમય જીવન એક કળા છે અને તેનો સંપૂર્ણ વિકાસ 'सोऽहम्' ની ભાવનામાં સમાએલો છે. અનાદિ કાળથી આત્મા જન્મ–મરણના ઝંઝાવાતોમાં પોતાના સાચા સ્વરૂપને ઓળખવા કોશિશ કરે છે અને તેનું સાચું સ્વરૂપ હું ઉપર જણાવતો ગયો તે પ્રમાણે 'सोऽहम्'નું જ છે! આ વિકાસ ધર્મમય–જીવન–સાધનાની સફળતા રૂપે છે.

'सोऽहम्'ની ભાવના માટે ફકત મેં જણાવ્યાં તે પ્રમાણે પ્રાથમિક, માધ્યમિક કે ઉચ્ચ કર્તવ્યોનો ક્રમિક વિકાસ બધા માટે હોઈ શકે તે જરૂરી નથી. આ અવસ્થા માટે આત્માના ઘણાં જન્મોથી પ્રયાસો હોય છે અને એ સંસ્કારો એને ગમે તેવી હાલતમાંથી આત્માના પ્રબળ પૂરમાં તે દિશા તરફ વાળી મૂકે છે અને ઘણી જ ઉન્નત અવસ્થામા તે ત્યાં પહોંચે છે!

પણ ધર્મમય જીવન કેમ જીવવું એટલે એનો વિકાસક્રમ ઉપર

બતાવેલ ક્રમ પ્રમાણે સર્વ-સાધારણ માટે થઈ શકે એમ જરૂર માની શકાય. અપવાદ હમેશાં ત્યાજ્ય છે.

જીવનનું કર્તવ્ય બજાવવા માટે, જીવનનું ધ્યેય સાધવા માટે માણસને ધર્મમય જીવનની જરૂરીયાત રહે છે અને એ પ્રાપ્તિ માટે તેણે ધર્મમય જીવન, પોતાને સમજીને તે પ્રમાણે બનાવવું જોઈએ.

'सोऽहम्'ના નિજ સ્વરૂપમાં માણસનું જીવન રમે અને રાચે એમ ઇચ્છીએ.



# ધર્મમય જીવન
## શા માટે
# અને કેમ ગાળવું?

[ લેખક : ડૉ. પ્રભાકર ચત્રભુજ પારેખ-ગોંડલ. ]

## ધર્મની વ્યાખ્યા

ધર્મનો ઉદ્દેશ સમજ્યા પહેલાં ધર્મની વ્યાખ્યા કરવી વધુ જરૂરી છે. ધર્મ એટલે શું? દરેક દર્શનોએ ઓછે વધતે અંશે તેની અલગ અલગ પરિભાષા કરેલી છે, જો કે જે વસ્તુને માટે તે બનેલી હોય છે, તે ઉદ્દેશ, જુદો રસ્તો બતાવવા છતાં પ્રાય: એક જ છે અને તે સમષ્ટિ અને તે દ્વારા વ્યક્તિની શાંતિ. સર્વના સુખનો સાક્ષાત્કાર બતાવનારો તે એક જ માર્ગ માત્ર છે.

૧ જૈન દર્શન અનુસાર ધર્મ શબ્દના અનેક અર્થ છે. વસ્તુનો સ્વભાવ તે ધર્મ. વત્થુ સહાવો ધમ્મો એટલે કે વસ્તુનું શુદ્ધ સ્વરૂપ તે ધર્મ છે. જેમકે જીવનો ધર્મ તેના સ્વાભાવિક ચાર ગુણ અનંત જ્ઞાનાદિ છે. એ ગુણોથી જ જીવ સદા જીવપણામાં કાયમ રહે છે, અર્થાત્ આત્મસ્વભાવની પ્રાપ્તિ કરાવે તે ધર્મ. આ આત્મસ્વભાવ જ્યાં સુધી મનુષ્યમાં સાચી મનુષ્યતા અથવા માનવતા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી તે આત્મધર્મની સાધનામાં સફળ થઈ શકે નહિ.

૨. ધર્મ શબ્દનો બીજો અર્થ દુર્ગતિમાં પડતાં જીવોને બચાવે તે ધર્મ. આ ધર્મની અંદર અહિંસા, સંયમ, તપ, સત્ય, દાન ઇત્યાદિ કે જેનાથી જીવ સુખ પામે છે, તે જીવના પરિણામ છે એટલે

કે ચારિત્રગુણુની પર્યાય ( હાલત ) છે.

૩. ધર્મ શબ્દનો ત્રીજો અર્થ એ કે ધર્મ એટલે કર્તવ્ય–ફરજ છે. આ બધા અર્થમાં ધર્મને એક ગુણ માનવામાં આવ્યો છે.

વળી જૈનશાસ્ત્રોમાં પરિભાષિક ધર્મ શબ્દ એક અજીવ, અરૂપી તત્ત્વ પણ કહ્યો છે કે જે ચાલવામાં સહાયક છે. આ એક સંજ્ઞા વિશેષ છે.

બન્નેમાં " ચાલવામાં સહાયક થવું " એટલી તો સાદૃશતા મળી શકે છે, કારણ અહિંસા આદિ ભાવે ધર્મથી જીવ ઉંચી ગતિમાં ચાલ્યો જાય છે.

૪. ધર્મ શબ્દનો વ્યાપક અર્થ પણ છે. 'धारणाद्‌ धर्म इत्याहुः', यतः अभ्युदय निःश्रेयससिद्धिः स धर्मः અર્થાત જેના દ્વારા લોકોનું ધારણ થાય, જેના દ્વારા લોકો સમૃદ્ધ અને સુખી બને, જે પ્રજાને એક સૂત્રમાં બાંધી રાખે તે જ ધર્મ છે.

## ધર્મનું સ્વરૂપ

ધર્મની વ્યાખ્યાઓ જોયા પછી તેના સ્વરૂપ, તેની વિવિધતાનું રહસ્ય સમજવું જરૂરી છે. ધર્મ શું છે, ધર્મ સંસ્થા જગતમાં કેમ આવી, ધર્મમાં પરસ્પર ભિન્નતા કેમ છે, ઈત્યાદિ અનેક પ્રશ્નો પ્રત્યેક વિચારશીલ હૃદયમાં ઉઠ્યા કરે છે. આજે ધર્મને નામે સંપ્રદાયવાદે જોર પકડ્યું છે, સ્વાર્થ વધ્યો છે, યુધ્ધ વધ્યા છે, દંભ અને લુટને ધર્મના કલેવર અડાવવામાં આવ્યા છે અને શંકાશીલ હૃદયો ધર્મ નામ પ્રત્યે સૂગ, ઘૃણા અને તિરસ્કાર કરવા લાગ્યા છે. ધર્મના તિરસ્કારે ધર્મ કદિ નષ્ટ થયો નથી અને થશે પણ નહિ પરંતુ તેના અર્થનું સાચુ સંશોધન કરી ધર્મનું સ્વરૂપ સમજ્યે જ સાચા ધર્મની કસોટી થવાની. ધર્મ કોઈ ને કોઈ રૂપે જીવિત છે ને રહેવાનો જ. મનુષ્યની

પાસે જ્યાં સુધી હૃદય છે અને તેની અંદર સારી-નરસી વૃત્તિઓ છે, ત્યાં સુધી ધર્મની જરૂરિઆત રહેવાની, તેથી જ તેનું સાચું સંશોધન અને સમન્વય અને વિશ્વમાં ધર્મ કેમ પેદા થાય છે, તે જાણવું જરૂરી છે, અને તે વાત સમજી તેની યથાર્થ રૂપથી મિમાંસા કરવી જોઈએ.

પ્રત્યેક ધર્મ સર્વને દુ:ખથી છોડાવવાનો માર્ગ બતાવે છે, એથી માલુમ પડે છે કે દુ:ખને દૂર કરવાનો જે માર્ગ છે, તેને જ ધર્મ કહેવામાં આવે છે. આ તત્ત્વ જેમાં જેટલું અધિક હશે, તે ધર્મ તેટલો સારો હશે.

ઉદારતા અને વિનયપૂર્ણ સાચી મિમાંસા જો કરવામાં આવે તો આશ્ચર્યપૂર્વક સ્વીકારવું પડશે કે દુનિયાના બધા ધર્મો એક બીજાને મળતા આવે છે, એટલું જ નહિ પણ જેને આપણે ભિન્ન ભિન્ન ધર્મ સમજીએ છીએ, તે એકજ ધર્મની જુદી જુદી બાજુઓ છે, જે પ્રકારે વરસાદનું શુદ્ધ જળ બે પ્રકારનું નથી હોતું, પણ પાત્રોના ભેદથી તેમાં ભેદ થાય છે, તે જ પ્રકારે ધર્મ બે પ્રકારનો નથી હોતો પણ પાત્રના ભેદથી યા દ્રવ્ય-ક્ષેત્ર-કાલ અને ભાવના ભેદથી તેમાં ભેદ દેખાય છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાલ અને ભાવના ભેદ વિરોધનું કારણ નથી થતું, એટલું જ નહિ પણ આ પ્રકારની દ્વિવિધતાને આપણે બે ધર્મ નહીં કહી શકીએ. તે એકજ ધર્મના અનેક રૂપ છે.

દુનિયામાં અનેક ધર્મ છે. જૈન, બૌદ્ધ, વૈદિક, ખ્રીસ્તી, ઈસ્લામ આદિ. પરંતુ જે પ્રકારે આ ધર્મના સંપ્રદાય છે, તે પ્રકારે અહિંસા-ધર્મ, સત્ય ધર્મ, અક્રોધ ધર્મ, વિનય ધર્મ આદિના સંપ્રદાય નથી. હું જૈન છું, તું બૌદ્ધ છે, તે ખ્રીસ્તી છે, ચોથો હિંદુ છે, તે પ્રકારે ધર્માભિમાન (સંપ્રદાય) થી લોકો લડે છે પરંતુ હું અહિંસાધર્મી છું, તું સત્યધર્મી છે, આ પ્રકારના સાચા ધર્મ-અભિમાનથી કોઈ લડતું નથી. દરેક ધર્મ પોતાને ન્યુનાધિક રૂપમાં અહિંસા, સત્ય આદિનો

પોષક કહે છે, તેથી માલુમ પડે છે કે અહિંસા, સત્ય આદિ મૂલ ધર્મ છે અને તેમાં વિરોધ નથી, વિરોધ છે તેના વિવિધ રૂપોમાં અર્થાત્ સંપ્રદાયોમાં. કહેવાનું માત્ર એટલું જ કે ધર્મ સુખને માટે અને વિવિધ સંપ્રદાયો ધર્મને માટે છે. સંપ્રદાય સ્વયં પરિપૂર્ણ ધર્મ નથી, તે અહિંસા આદિ ધર્મને માટે છે.

જુદા જુદા ધર્મોમાં જે આપણને પરસ્પર વિરોધ જણાય છે તે અનેકાંત, સ્યાદ્વાદ યા સમભાવને ન પ્રાપ્ત કરવાનું ફળ છે.

ધર્મનું સ્વરૂપ અને વિવિધતાનું રહસ્ય સમજ્યા પછી અને ધર્મને સર્વત્ર અને સર્વકાલીક લોકો માટે સુખનું કારણ સમજ્યા પછી, વ્યવહારમાં તે દુઃખનું કારણ કેમ થયો છે, કલેશવર્ધક કેમ થયો છે, ઇત્યાદિ સમજવાની ચાવી હાથમાં આવી જાય છે. ધર્મને નામે અહંકારની પૂજા કરાવવાથી કલ્યાણકારી ધર્મ અકલ્યાણકારી બને છે.

ઉદારતાથી આપણે જૈન, બૌદ્ધ, વૈદિક, ઇસાઇ, પારસી, ઇસ્લામ આદિ ધર્મો પર વિચાર કરવો જોઈએ ને વિનયથી, મિથ્યાદ્રષ્ટિનો દોષ ન આવે તે રીતે તેની આલોચનાત્મક, પૂર્ણ નિષ્પક્ષપાતથી અભ્યાસ કરી વૈજ્ઞાનિક સત્યને શોધી બાકીનાને વર્તમાનકાળની દ્રષ્ટિએ નિરુપયોગી સમજી છોડી દેવું જોઈએ.

જે કાર્ય સાર્વત્રિક અને સર્વકાલિક દ્રષ્ટિએ અધીકતમ પ્રાણીઓને અધીકતમ સુખનું કારણ સમજે તે જ ધર્મ છે, તેનાથી વિરૂદ્ધ કોઈપણ કાર્ય ન હોય. આ સિદ્ધાંતને આપણે આપણા જીવનમાં ઉતારવાની કોશીશ કરવી જોઇએ.

આ સિદ્ધાંત પ્રત્યે જેટલું આપણું ધ્યાન કેંદ્રિત થયું હશે, તેટલું દરેક ધર્મ અને સંપ્રદાયોમાં રહેલા હિતકર તત્ત્વને આપણે મહત્તા દઇ શકીશું અને પરિણામે એકબીજા પ્રત્યે આદર–પ્રેમ વધશે, સંગઠન વધશે

**હિંદુ ધર્મનો કર્મયોગ; જૈન ધર્મનાં અહિંસા, સંયમ અને તપ; બૌદ્ધધર્મની દયા: ખ્રીસ્તી ધર્મની સેવા અને ઇસ્લામનો ભ્રાતૃભાવ; આ બધી ચીજો બધાને માટે ઉપયોગી છે, અર્થાત્ કલ્યાણકારી છે.**

આ જ પ્રમાણે વર્તમાન સમયમાં દેખાતી સંકુચીત જાતીયતા, સ્ત્રીઓના પુનર્વિવાહનો નિષેધ, પર્દાપ્રથાની અધિકતા, સ્પર્શ-અસ્પર્શતાનો અનુચિત વિચાર, ભુત-પિશાચ આદિની માન્યતા અને જડ ઘાલી બેસી ગએલા અહિતકારી અવિશ્વસનીય તત્ત્વો કે જે પ્રગતિના બાધક અને નાશક છે તથા ઈર્ષા, કલેશ, મિથ્યાભિમાનને વધારનાર છે, તેને હઠાવી વિવેકી બનવું જોઇએ.

**ધર્મ અને દર્શન**:-જેમ જેમ 'ધર્મ' શબ્દની અંદર આપણે ઉંડા ઉતરતા જઈશું, તેમ તેમ ધર્મનું પૃથક્કરણ-ધર્મનું ક્ષેત્ર ક્યાં સુધી છે, તેને સીધો સંબંધ કોની સાથે છે, ઇત્યાદિ વાતોનો ખ્યાલ આપશે. ધર્મ અને દર્શન એ પણ જુદા જુદા શાસ્ત્રો છે. (Religion and Philosophy). ધર્મ શાસ્ત્રનું કામ પ્રાણીઓને સુખી થવાનો માર્ગ બતાવવાનું છે, જ્યારે દર્શનનું કામ વિશ્વના રહસ્ય પ્રગટ કરવાનું છે. આ બધા શાસ્ત્ર ધર્મશાસ્ત્રને સહાયક છે. દર્શન આદિનું કામ વસ્તુના વિષયમાં વિચાર કરવાનું યા નિર્ણય કરવાનું છે, અને ધર્મશાસ્ત્રનું કામ તે નિર્ણયને સુખઉપયોગી બનાવવાનું છે. ધર્મનો સુખથી સાક્ષાત સબંધ છે, જ્યારે દર્શનનો જ્યોતિષ આદિ સાથે પરંપરા સંબંધ છે, તેથી દર્શનોમાં પરસ્પર વિરોધ હોવાથી ધર્મમાં વિરોધ ન જ સમજવો જોઇએ.

ધર્મોની વિવિધતાનું રહસ્ય સમજવા માટે નિમ્ન-લિખિત સૂત્રોનું સ્મરણ રાખવું જરૂરી છે.

૧ ધર્મ એક જ છે અને તે સુખનો માર્ગ છે.

૨ દ્રવ્ય, ક્ષેત્ર-કાલ-ભાવ અનુસાર તેના સ્વરૂપ અનેક છે.

૩ ધર્મનો અંશ હોવાથી તે સ્વરૂપ પણ ધર્મ કહેવાય.

૪ પ્રત્યેક સંપ્રદાય જો બીજા સંપ્રદાયને ફક્ત અવિવક્ષીત કરે છે અને વિરોધ ન કરે, તો તે પણ ધર્મ છે.

૫ દર્શન-ઇતિહાસ, ભૂગોળ, જ્યોતિષ, ગણિત આદિ ધર્મશાસ્ત્ર નથી.

૬ જે પ્રમાણે અંશથી અંશીનું જ્ઞાન કરાય છે, તેજ પ્રકારે આપણે પ્રત્યેક સંપ્રદાય રૂપ અંશથી ધર્મ રૂપ અંશીનું જ્ઞાન કરી શકીએ છીએ. શર્ત એ કે અનેકાંત, સ્યાદ્વાદ અર્થાત્ સર્વ ધર્મ સમભાવનું તત્ત્વ તેમાં હોવું જોઇએ.

## ધર્મનો ઉદ્દેશ

સામાન્ય લોકો માને છે કે ધર્મ પરલોક માટે છે, એ વાત મનાય છે કે ધર્મથી પરલોક સુધરે છે, પરંતુ ધર્મની ઉત્પતિ લૌકિક આવશ્યકતાનું જ ફળ છે, પારલૌકિક ફળ તો તેનું આનુસંગીક ફળ છે. જૈન શાસ્ત્ર અનુસાર જે સમયે અહિં ભોગ-ભૂમિ હતી અર્થાત જુગલીયાનો યુગ હતો, તે સમયે અહીં કોઈ ધર્મ ન હતો, તેનું કારણ એ કે તે સમયે મનુષ્યને કોઇ લૌકિક કષ્ટ ન હતું. તે સમયે સામ્યવાદ એટલા વ્યાપક રૂપમાં હતો કે પ્રાકૃતિક દ્રષ્ટિએ પણ લોકોમાં કોઈ વિષમતા ન હતી. જૈન શાસ્ત્ર અનુસાર સ્ત્રી પુરૂષના શરીરની દઢતામાં પણ વિષમતા ન હતી. તે સમયે કોઈ રાજા કે અમલદાર ન હતા, સ્વામી-સેવકનો ભેદ ન હતો, અકાળ મૃત્યુ અને બીમારી ન હતી, જૈન શાસ્ત્ર આ કાળને પહેલો "આરો" યા સર્વથી સારો કાલ કહે છે. આ કાળમાં ધર્મ ન હતો.

આથી એ વાત તો સિદ્ધ થાય છે કે જ્યાંસુધી સમાજમાં

વિષમતા પેદા નથી થતી, સમાજ દુઃખી નથી હોતો ત્યાંસુધી કોઇ ધર્મ પેદા થતો નથી.

ધર્મની ઉત્પત્તિ દુઃખને દૂર કરવાને માટે જ થઇ છે. ગીતાના શબ્દોમાં દુઃખને દૂર કરવા માટે ઇશ્વરનો યા ધર્મનો અવતાર થાય છે. ઉદાહરણાર્થે ભગવાન મહાવીર, બુદ્ધ, જીસસ, કૃષ્ણ વગેરે.

સંસારના બધા ધર્મસંસ્થાપકોએ દુઃખી સમાજના દુઃખ દૂર કરવા માટે જ ધર્મ સંસ્થાપના કરી છે અને પોતાનું જીવન અર્પણ કર્યું છે. ધર્મ સુખને માટે જ છે, આ વાત કે જે સર્વસંમત છે તેને સિદ્ધ કરવાને અધિક પ્રમાણ દેવાની જરૂરત નથી.

ધર્મની આવશ્યકતા કેમ થઈ, તે જ્યારે જાણવામાં આવ્યું, ત્યારે ધર્મ શું છે, તે સમજવામાં મુશ્કેલી રહેતી નથી. તે સમયે ધર્મના આ સીધા સાદા લક્ષણ આપણા ધ્યાનમાં આવી જાય છે કે જે નીતિ અથવા માર્ગથી દુઃખ દૂર થઈ શકે, તેને ધર્મ કહે છે. એટલા માટે જે દુઃખોને દૂર કરવા ધર્મ સ્થાપિત થયો છે તે દુઃખ દૂર કરવાના ઉપાય જાણી લેવા જોઇએ.

## ત્રિવિધ દુઃખ

પ્રત્યેક પ્રાણી સંસારના વિવિધ દુઃખોથી ગભરાએલ છે. તેને સુખની અપેક્ષાએ દુઃખ ઘણું-અધિક ભોગવવું પડે છે. આ દુઃખને આપણે ત્રણ ભાગમાં વહેંચી શકીએ.

૧. બાહ્ય પ્રકૃતિ અને આપણા શરીરની રચના જ એવા પ્રકારની છે કે જે દુઃખનું કારણ જુટાતી રહે છે.

૨. સામગ્રી ઓછી છે અને ભોગવવાવાળા વધુ છે અને તૃષ્ણા તેથી પણ અધિક-અનંત છે, અથવા સાપેક્ષ અર્થમાં સામગ્રી અધિક છે, અત્યધિક છે પરંતુ સામગ્રીઓને ખરીદવા માટે જોઇતી સંપત્તિ

સામાન્ય જનતા પાસે ન બરાબર છે અને બહુજ નાના વર્ગ પાસે નફા રૂપે સંગ્રહ થએલી છે. કાર્લ માકર્સ અનુસાર "Poverty exists into plenty"ની સ્થિતિ થએલી છે, પરિણામે પ્રાણીઓમાં પરસ્પર સંઘર્ષ વધ્યો છે, જેનાથી અનેક પ્રકારન, અન્યાય અને અત્યાચાર થાય છે અને દુઃખ વધે છે.

૩. મનુષ્યને સુખી રહેવાની કળાનું જ્ઞાન નથી, માટે જ તેને દુઃખનો અનુભવ જેટલો હોવો જોઇએ તેથી વિશેષ થાય છે. ઇર્ષા આદિથી તે અનાવશ્યક દુઃખની સૃષ્ટિ કરે છે.

આ ત્રણ પ્રકારના દુઃખોને ક્રમથી પ્રાકૃતિક, પર પ્રાણીકૃત અને સ્વકૃત આપણે ગણી શકીએ છીએ.

પ્રાણીઓનું શરીર ઘૃણાજનક છે, બહુ જલ્દી તેમાં રોગ થાય છે, ભોગથી તે કમજોર બને છે, સ્વયં પોતે શિથિલ થઇ જાય છે અને અંતે ઇચ્છા ન હોવા છતાં પણ તે નષ્ટ થઇ જાય છે. આ બાજુ પ્રકૃતિ પણ આપણી ઇચ્છા મુજબ કામ કરતી નથી. આપણે ચાહીએ કે ઠંડી હવા ચાલે, તો ગરમ ચાલે છે, આ પ્રમાણે પ્રકૃતિ આપણી ઇચ્છા યા શરીરની આવશ્યકતા અનુસાર વર્તતી નથી. નથી શરીર પણ આપણી ઇચ્છા અનુસાર ચાલતું અને દુઃખની વૃદ્ધિ થાય છે, આ દુઃખોથી બચવાને માટે પરસ્પર સહયોગથી એક બીજાનું દુઃખ દૂર કરવાનું તથા સહનશીલ બનવાનું શીખવવામાં આવે છે.

## સહનશીલતા

પ્રાકૃતિક અને શારીરિક મુશ્કેલીઓને દૂર કરવામાં સહનશીલતા અને પ્રેમનો પરસ્પર સહયોગ જેટલો જરૂરી છે, તેટલો જ સમાજની અંદર રહેવાથી સમભાવી સહિષ્ણુતા કેળવવી બહુજ જરૂરી છે.

બ્રહ્મચર્ય, સંયમ, ત્યાગ અને તપશ્ચર્યામાં ગમે તેટલી સિદ્ધિ

કોઈએ પ્રાપ્ત કરી હોય પણ તેનામાં સાચી સહનશીલતા ન હોય તો ઉપરના ગુણો નિરર્થક બની જાય. છે સહનશીલતા તેનો પાયો છે, આત્માનો ગુણ એવમ્ સહજ સ્વભાવ છે.

વ્યવહારમાં રહેતા મનુષ્યને વધતે ઓછે અંશે સહનશીલ બનવું જ પડે છે. સતત્ અસહિષ્ણુ અને ક્રોધી રહેનાર ઠેક ઠેકાણે ખતા ખાતો રહે છે, લોકોની ખોટી ટિકાઓ, ગાળો, ગુંડા લોકોની ધમકીઓ અને અમલદારોના તુંડ મીજાજીપણા સામે લોકોને નિરૂપાયે સહનશીલ બનવું પડે છે, અર્થાત લોકોમાં સહનશીલતા આ રીતે નજરે પડે છે. પરંતુ આવી વસ્તુઓ સામે સહન કરતા જવું એ સાચી સહનશીલતાના પરિધમાં નહિં ગણાય પણ એક નરદમ કાયરતા જ ગણાય. કાયરતાને નામે સહનશીલ થવું, તે સહનશીલતાનો આભાસ માત્ર ગણાશે. ગુણ સારો છે, તેથી સ્વીકાર્ય છે, પણ ગુણાભાસ તિરસ્કૃત છે, તેથી હેય છે.

સહનશીલતા એ નિર્બળ, નિર્વીર્ય યા નિઃસત્ત્વ નથી જ, તેનામાં વીરતાના પૂરા અંશો રહેલા છે. એટલા જ માટે આપણે આગળ કહી ગયા કે જેમાંથી ક્ષમાનો મુદ્દલ લોપ ન થયો હોય તેવી સમભાવી સહનશીલતા જ કેળવાવી જોઈએ.

## પ્રેમ

જેણે સાચું બ્રહ્મચર્ય, તપ, સહનશીલતા આદિ પ્રાપ્ત કર્યા, તેનામાં પ્રેમનું અમૃત તત્ત્વ તો રહેવાનું જ છે. સહનશીલતાની જેમ જ પ્રેમ પણ આત્માનો એક ગુણ માત્ર છે અને તે કેળવ્યે પોતાને સુખડની ઠંડક આપે છે અને ચારે બાજુના વાતાવરણને સુખડની સુવાસથી મધમધતું કરે છે.

જે પ્રેમ વિકૃત ન હોય પણ વિકસીત હોય, જેનું ક્ષેત્ર કોઈ પણ રીતે સંકુચિત યા મર્યાદિત ન હોય પણ વિશાળ અને વિસ્તૃત

હોય, જે પ્રેમ પાર્થિવ અને રાગી ન હોય પણ અપાર્થિવ અને સાત્વિક હોય, જેનું એક માત્ર ધ્યેય "वसुधैव कुटुंबकम्" અર્થાત સારી વસુધાના લોક મારા કુટુંબી છે, તે હોય તે જ સાચો પ્રેમ અને તેનો પાલન કરનાર સાચો પ્રેમી છે. જૈન ધર્મ જેને "સાત્વિક પ્રેમ" કહે છે. આ પ્રેમ કેળવવા માટે યોગ્યતા, સાગર–મન અને બલિદાનની ભાવનાની પૂરી જરૂર છે. આત્માના સ્વરૂપની સાચી અને પારદર્શીક ઓળખાણ એ જ પ્રેમનું ફળ છે. આ માર્ગ ત્યાગ અને સ્વાર્પણ કરતાં પણ કઠીન છે, માટે તેની યથાર્થતા સમજવી કઠીન હોવા છતાં જરૂરી છે અને અત્યાવશ્યક છે.

મિત્ર–મિત્ર વચ્ચે, પતિ–પત્ની વચ્ચે, પિતા–પુત્ર–માતા વચ્ચેનો પ્રેમ એ મોટે ભાગે સાત્વિક પ્રેમ હોવાને બદલે રાગ, વાસના અને મોહથી જ ભરેલો હોય છે.

જેવી રીતે હવા ચોતરફ ફેલાએલી છે, છતાં જે જોઈ શકાતી નથી, તેનું માત્ર પરિણામ જ ગુણકારી છે, તે પ્રમાણે સાચો અને સાત્વિક પ્રેમ પણ હવાની જેમ જ વ્યાપક છે અને તેનું સ્વરૂપ આત્માની જેમ કલ્પનાતીત હોવા છતાં તેનો ભાવ આપણે બરાબર જોઈ શકીએ છીએ.

આ સાત્વિક પ્રેમ એટલો બધો અમૃતમય છે કે તે ઝેરને પણ અમૃતમય બનાવે છે. દ્વેષી અને શત્રુ બન્ને પર તેનો પ્રવાહ સમાન અને નિરંતર વહે છે. શત્રુની શત્રુતા દૂર કરી તેને પણ ગદ્‌ગદિત અને પ્રેમમય બનાવે છે.

આ પ્રેમ સારા વિશ્વના લોકોને પોતાના એક કુટુંબીજન સમજવામાંથી આવશે. જેટલી આ સમજણ સાચી, તેટલો જ પ્રેમનો ઝરો વધુ નિર્મળ અને વેગીલો બનશે. બીજાના દુઃખને દૂર કરવાની ભાવનામાં ઓતપ્રોત થએલ માનવીને સ્વયં કોઈ દુઃખ ચોટશે નહિ ને ચોટયું હશે, તો તેની પર કોઈ અસર માત્ર રહેશે નહિ.

પ્રેમનો સાચો પ્રાદુર્ભાવ નિસ્વાર્થ ભાવ અને મોટા મનમાંથી જ થશે અને તેનો ઘાત કુથલી, વહેમ અને નિર્દયતામાંથી થશે. માટે તે વસ્તુને સાચા પ્રેમી થવા ઇચ્છનારે પ્રથમ પાણીચું દઈ દેવું પડશે.

## પર પ્રાણી કૃત દુઃખો

પર પ્રાણી કૃત દુઃખોને દૂર કરવા માટે પણ ધર્મની આવશ્યકતા છે જેટલી સામગ્રી છે અને જેટલા ભોગવવા વાળા છે, તેની ઠીક વ્યવસ્થા અને વહેંચણીથી જ આ દુઃખ દૂર કરી શકાય છે. આ અર્થશાસ્ત્રનો એક ગહન વિષય છે. જ્યાં સુધી ઉત્પાદન (Production), વિનિમય (Exchange) અને વહેંચણી (Distribution) ની યોગ્ય વ્યવસ્થા નહીં થાય, ત્યાં સુધી આ પ્રશ્ન ચિંતા ઉપજાવવાનો.

ઉપર પ્રમાણે જોયું એ સામાજીક દૃષ્ટિબિંદુથી પણ દરેક વ્યક્તિ પોતે ધારે તો આ દુઃખ ઓછું કરી શકે. આ દુઃખો "બળવાન માટે જ આ દુનિયામાં સ્થાન છે. ને નિર્બળને કોઇ સ્થાન નથી" એવી Survival of the Fittest ની થીઅરીના પ્રાદુર્ભાવમાંથી જ જન્મેલા છે, ગૂજરાતીમાં તેને "જેની લાઠી તેની ભેંસ" એ રૂપે વર્ણવવામાં આવે છે.

આ સિદ્ધાંત સાચો નથી અને તેનું જેટલું પાલન વધ્યું છે તેટલું સમાજમાં દુઃખ વધ્યું છે. નિર્બળોને જરૂરી સામગ્રીમાંથી પણ રહિત રાખવાથી, તેમ જ નિરંતર તેમને પીડા દેવાથી ભોગ સામગ્રીઓમાં નથી તો વધારો થઇ શકતો પણ સમાજનું બંધારણ અને ઘડતર અસંતોષ, ક્લેશ, ઝેર આદિથી જીર્ણ થઈ ગયું છે, સડી ગયું છે.

સામાજીક દષ્ટિથી વિચારનારા વૈજ્ઞાનિક સમાજવાદના સૃષ્ટા કાર્લ માર્ક્સ અને અર્વાચીન સમાજવાદીઓ તો આ યુગને યંત્ર–યુગ

અને મૂડીવાદ યા Capitalism ના નામથી સંબોધે છે. તેમનું કહેવું છે જ્યાં સુધી શોષક અને શોષિત એ વર્ગ રહેવાના અને ઉત્પાદનનાં સાધનો પર ખાનગી–માલિકી હક રહેશે ત્યાં સુધી સમાજમાં આર્થિક વિષમતા રહેવાની. મનુષ્યની આર્થિક જરૂરિઆત એ તેની અતિ ઉપયોગી અને તેના વિના ન ચલાવી શકાય તેવી જરૂરિઆત છે, અને તેથી આ આર્થિક વિષમતા જેટલી વધુ હશે, તેટલો શોષત વર્ગ ઉપર અત્યાચાર પણ વધુ હશે અને રાજ્ય, ન્યાય, ધર્મ વિગેરે દરેક વસ્તુનો ઉપયોગ શોષક વર્ગ શોષિતોને કચડવામાં જ કરશે. તેમનું કહેવું છે કે જ્યાં આર્થિક વિષમતા આટલી તીવ્ર, ત્યાં સાચો ધર્મ સ્થિર કઈ રીતે રહી શકે ! એથી જ તેઓ વર્ગવીહીન સમાજની વાતો કરે છે કે જેમાં સાચું સુખ, ધર્મ, સભ્યતા અને શાંતિ રહેવાના. કાર્લ માર્કસે તો ત્યાંસુધી ઉમેર્યું છે કે યંત્ર–યુગ અને મૂડીવાદી સમાજમાં ધર્મ એ કહેવાતો ધર્મ છે ને રીબાતી જનતા માટે અફીણ માત્ર છે.

ઉપરનો વિચાર ખૂબ જ વિચારણીય હોવા છતાં વ્યક્તિગત રીતે વ્યક્તિઓ ધારે તો આ પર પ્રાણી કૃત દુઃખ ઓછા થઈ શકે છે. એ માટે કોઈ કોઈને ન સતાવે, ન ચોરી કરે ને બધા લોક ન્યાય–પ્રાપ્ત સામગ્રીને નિરાકુલતાથી ભોગવી શકે તે માટે સંયમી બને અને સંયમથી કામ લે તે વધુ આવશ્યક છે. આપણે આગળ કહી ગયા કે ધર્મ સમષ્ટિ અને વ્યક્તિના સુખને ધ્યાનમાં રાખી સાક્ષાત્કાર બતાવનારો એક માત્ર માર્ગ છે.

## સંયમ

સંયમ શબ્દ શાસ્ત્રીય વ્યાખ્યામાં "દીક્ષા" અર્થમાં લેવામાં આવ્યો છે. વાસ્તવિક રીતે સં+યમ્=સંયમ એટલે સંભાળપૂર્વક નિયમન કરવું તે અર્થ થાય છે. આ નિયમન તે ઇંદ્રિય–દમનનું અને અપરિગ્રહવૃત્તિનું.

સંયમ એટલે આશ્રવદ્વારથી અરતિ. (પાપકાર્યને રોકવા) આના ત્રણ પ્રકાર છેઃ–૧ કાયિક સંયમ, ૨ વાચિક સંયમ, ૩ માનસિક સંયમ.

**ઇંદ્રિય દમનઃ**–કાયિક સંયમનો અર્થ એ કે દેહને લગતી તમામ જરૂરિઆત જેમ બને તેમ ઓછી કરતા જવી. આ સંયમથી "જેટલું વધુ મળે તે મારૂં" એ સ્વભાવ પર પ્રહાર પડશે. સંઘર્ષો ઓછાં થશે ને સર્વને જરૂરી સામગ્રી મળવાનો સંભવ વધશે.

પૂ. ગાંધીજી પણ કહે છે કે આજની આર્થિક વિષમતાથી ઉભી થએલી અશાંતિ તો જ દૂર કરી શકાય, જો દરેક લોકો સમજણ-પૂર્વક સંયમથી કામ લે, પોતાને જે વસ્તુ વગર જરા પણ નહિં ચાલે, તેને જ તે લે, તે સિવાય બીજી વસ્તુ બીજા લોકો માટે રાખે અને આ જાતના સ્વયં–ચલિત સંયમ અને નિયમનથી દરેક વસ્તુ દરેકને મળ્યા કરશે.

**વાચિક સંયમઃ**–ભાષા સમિતિ અને વચનગુપ્તિ અનુસાર વાણી એવી રાખવી કે જે ઉન્માર્ગને બદલે સુમાર્ગ પર હોય, જે હિત, મિત, પ્રિય, પથ્ય ને સત્ય હોય આ વાચિક સંયમ કહેવાય. બોલવું તો ઉપર પ્રમાણે જ બોલવું, નહિં તો મૌન રહેવું.

**માનસિક સંયમઃ**–માનસિક સંયમનો અર્થ એ છે કે મનને ખોટા વિકલ્પોમાંથી છોડાવીને સુવ્યવસ્થિત રાખવું. ઈંદ્રિયો એ તોફાની ઘોડા છે અને મન એ મદોન્મત સારથી છે, તેથી સારથી અને ઘોડાઓની સંભાળ રાખનાર માલીક (આત્મા) સાવધ ન રહે તો શરીરરૂપ રથને ક્યારે અને કઈ ખાડમાં ધકેલી દઈ શકાય તે કહી શકાય નહિ, માટે જ માનસિક સંયમ એ બહુ જરૂરી છે.

## અપરિગૃહવૃત્તિ (સંયમ–વિભાગ)

પરિગૃહવૃત્તિનો અર્થ એ કે પોતાને જરૂર છે તેના કરતાં પણ વધુ ને વધુ સંપત્તિ તેને મળે. આ વૃત્તિથી તે સમાજનું કેટલું અહિત

કરી બેસે છે, તેનો ખ્યાલ માત્ર પણ તે રાખતો નથી. સમાજ શબ્દનો તાત્વિક અર્થ જાણવો જરૂરી છે. સમાજ એટલે વ્યક્તિ સમુદાય નહિ જ, સમુદાય તો કોઈ પણ કારણે ક્ષણભર માટે એકઠો થઇ અલગ થઇ શકે છે. સમાજનું તો બંધારણ હોય છે. સમાજ એટલે "समम् अजन्ति जनाः अस्मिन् इति" અર્થાત જેમાં લોકો મળીને એક સાથે, એક ગતિથી અને એક એકમ બની ચાલે તે સમાજ છે. રોબર્ટ બ્રિફોલ્ટ નામના પાશ્ચાત્ય વિદ્વાન લખે છે કે સમાજનો અર્થ છે ભાઈચારો. એક ઉદ્દેશ્યની સિદ્ધિને માટે કામ કરવાવાળા, એક ભાવથી પરિચાલિત વ્યક્તિઓની, કોઈ પણ પ્રકારના દબાવ વગર, પોતાની ઇચ્છાથી, સંચાલિત સંસ્થા કે જેના બધા સદસ્ય છે અને એક બીજાના હિત અને તેમના પ્રયત્નની સફલતાના ઇચ્છુક છે. આ જ સાચો માનવસમાજ છે.

આજે સમાજમાં વાસ્તવિક "सम-अजन" નો અભાવ છે કે નહિ, તે ચર્ચામાં નહિ પડીએ. પરંતુ પરિગ્રહવૃત્તિ રાખીને, તે તેની સાથે રહેતા મોટા સમુદાયનું અહિત કરી રહ્યો છે, તે વાત નિઃશંક છે.

રાત્રિ અને દિવસ, ખાતા-પીતાં, ઉઠતાં-બેસતાં તેને સંપત્તિ માત્રનો જ ખ્યાલ આવે છે. તેનું જીવન સંપત્તિ ઉપર જ માત્ર કેંદ્રિત થએલું હોય છે, આ સ્વભાવ સંતતિની વૃદ્ધિમાંથી જન્મે છે. જેમ જેમ પુત્ર પુત્રાદિ વધતાં જાય છે, તેમ તેમ તેની પ્રજા ખાતર અનેક ગણી સંપત્તિ તે વધારવા માંડે છે, પોતાની સંતતિ માટેની સંપત્તિની વૃદ્ધિનું પરિણામ એ આવે છે કે તેનાં બાળકો ઉદ્યમ-રહિત, નિરુત્સાહી અને નિષ્ક્રીય થઇ જાય છે. પરિગ્રહ તેને માટે બાધક નીવડે છે. સાચો વારસો કોઇ પણ પિતા તેના બાળકોને દેવા ઇચ્છે, તેણે સાચું શિક્ષણ અને સંસ્કારનું સિંચન કરવું જોઇએ. વારસાનો સંસ્કાર રૂપી ફાલ તેના કુટુંબના કુટુંબને તારી દેશે અને તે એક આદર્શ પિતા કહેવાશે. તેથી જ પૂ. જૈન મહારાજો તેના

વ્યાખ્યાનમાં સમયે સમયે કહે છે કે " પુત સપુત તો સંચય શાના ?

સંપત્તિ ઉપર કેંદ્રિત થએલું મન એટલું ગાઢ તિમિરમાં હોય છે કે અંધકારમાં પડેલો પરિગ્રહી જીવાત્મા ભૂલી જાય છે કે તેને મનુષ્યજીવન શા માટે મળ્યું છે ?

શ્રીમદ્ રાજચંદ્રજી એટલા જ માટે ગદ્‌ગદિત્ કંઠે ગાતા ને શ્રાવકોને સંભળાવતા કે—

૧

લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો ?
શું કુટુંબ કે પરિવારથી, વધવાપણું એ નય ગ્રહો;

૨

વધવાપણું સંસારનું, નરદેહને હારી જવો,
એનો વિચાર નહિ, અહો હો હો, એક પળ તમને હવો.

તેથીજ જરૂરી ધન એકત્રિત કરવું, પોતાના બાળકોમાં સંસ્કારનો વારસો રાખવો અને એકત્રિત કરેલ ધનનો " आपदर्थं धनम् रक्षेत् " અનુસાર સદ્‌ઉપયોગ કરવો. અપરિગ્રહવૃત્તિ એટલે ઇચ્છા, વાસના અને તૃષ્ણાનો વિરોધ. તે સાચા અને સાત્વિક સુખની ઉપલબ્ધિ માટે બહુ જ જરૂરી છે. તેનો પાયો સંતોષ છે. જ્યાં સંતોષ, ત્યાં પ્રેમ, સહનશીલતા, અહિંસા, બ્રહ્મચર્ય, તપ આદિ રહેવાનાં.

સંયમ, સંતોષ અને ઇચ્છાનો નિરોધ, એ ત્રણ વસ્તુઓનો જેમાં વિકાસ, તે જ સાચો જૈન છે.

ઇંદ્રિય–દમન અને અપરિગ્રહવૃત્તિ એ સંયમ રૂપી વૃક્ષની બે ડાળીઓ છે. આપણે આગળ જોઈ ગયા કે સં+યમ્+અ=સંયમ=સંભાળ-

પૂર્વક નિયમન કરવું તે. 'સંભાળપૂર્વક નિયમન કરવું' એ શબ્દનો વધુ વિસ્તૃત અર્થ પણ છે. સંયમ એટલે સાધુના પાંચ મહાવ્રત અને શ્રાવકના બાર અણુવ્રત. ઇચ્છાઓને રોકી પાપથી વિરમવું તેને વ્રત કહેવામાં આવે છે.

**સાધુનાં પાંચ મહાવ્રતઃ**–પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ..

**શ્રાવકના બાર અણુવ્રતઃ**–સાધુના પાંચ મહાવ્રત એ શ્રાવકોને માટે પાંચ અણુવ્રત કહેવામાં આવે છે. ૬ દિશિવ્રત ૭ ઉપભોગ–પરિભોગ, ૮ અનર્થાદંડ ૯ સામાયિક. ૧૦ દેશાવગાસિક, વ્રત, ૧૧ પોષધ વ્રત ૧૨ અતિથિ સમવિભાગ વ્રત, છઠું, સાતમું ને આઠમું વ્રત તે ગુણ વ્રત પણ કહેવાય છે ને નવ, દશ, અગિયાર ને બારમું વ્રત શિક્ષા વ્રત પણ કહેવાય છે ને બન્ને પહેલા પાંચ અણુવ્રતની રક્ષા તથા વાડ રૂપે છે.

## અહિંસા

અ+હિંસા એટલે કોઈ જીવને મારવું નહિ. તેનો પારિભાષિક અર્થ પ્રાણાતિપાત વિરતી. શુદ્ધ પ્રેમ, દયા. અને અનુકંપા જ્યાં હોય તેજ સાચો અહિંસક બની શકશે. જે સાચો અહિંસક બન્યો, તેનામાં ત્યાગ–વ્રત અને સહનશીલતા આદિ આવવાના જ.

સંસારના દરેક જીવો પ્રત્યે સાચો પ્રેમ, દયા અને અનુકંપા રાખવા છતાં એવા કેટલાક જીવો છે કે જે ગમે તેટલી સાવચેતી રાખવા છતાં બચવા મુશ્કેલ બને છે. જૈન ધર્મ અનુસાર જીવોની બે શ્રેણીઓ કરવામાં આવી છે. ૧ સ્થાવર જીવો, ૨ ત્રસ જીવો. સ્થાવર જીવોની પ્રતિજ્ઞા શ્રાવક માટે હોઇ શકે નહિ પણ શ્રમણ માટે સર્વથા હોય છે, ત્રસ જીવોનો સંહાર શ્રાવકને પાપના ભાગી બનાવે છે, માટે સ્થૂલ ત્રસ જીવ, બે ઈંદ્રિયથી પંચેંદ્રિય સુધીનાને જાણીને, ઓળખીને,

મારવાનો સંકલ્પ કરીને, જાણી જોઈને, ઉદ્દેશીને સ્વયં હણે નહિ અને બીજા પાસે હણાવે નહિ. બે કરણ અને ત્રણ યોગથી ત્રસની હિંસાની નિવૃત્તિ રૂપ વ્રતનું તેથી જ આચરણ કરવાનું ફરમાવવામાં આવ્યું છે.

જૈન પરિભાષામાં તેને માટે શક્ય પરિહાર અને અશક્ય પરિહાર એવા ત્યાગના બે ભેદ તેટલા જ માટે પડયા છે. અદત્ત અને અપરિગ્રહ વ્રત પણ અહિંસા વ્રતનું રક્ષણ કરવા નીમીત્તે જ એક વાડ રૂપે લેવામાં આવ્યાં.

જે સાચો અહિંસક હશે, તે પોતાના વિરોધીઓને પ્રેમથી નિર્મૂળ કરશે, ચોતરફ વાતાવરણ દ્વેષ હીન અને પ્રેમ-વાળું બનાવશે, કારણ કે દરેક જીવની રક્ષા કરવી એ જ તેનો પરમ કર્તવ્ય રૂપી ધર્મ બની ગયો છે. જેટલો અહિંસાવ્રતનો વિકાસ, તેટલો બ્રહ્મચર્ય અને તે દ્વારા આત્માનો વિકાસ. આથી જ દરેક ધર્મ આ વ્રતને બહુ જ મહત્ત્વ આપે છે.

## મૃષાવાદ

આ વ્રત પણ બહુ જ જરૂરી છે. મૃષાવાદ એટલે કે અસત્ય જાણી જોઈને બોલવું નહિ. સાધુની પેઠે સર્વથા મૃષાવાદથી નિવૃત્ત થવું એ શ્રાવકને માટે મુશ્કેલ છે, એટલા જ માટે "स्थूल मृषावाद वेरमणम्" અર્થાત્ મોટા અસત્યોથી નિવૃત્ત થવું. જેવાં કે કન્નાલિક, ગવાલિક, ભોમાલિક, થાપણમોસો, કુડીસાક્ષી.

## અસ્તેય

સાધુની પેઠે સર્વથા અને સર્વ પ્રકારે અણદીધી વસ્તુ ગ્રહણ કરવાથી, અર્થાત્ ચોરીથી નિવર્તવું ગૃહસ્થને માટે મુશ્કેલ છે. સંસાર-વ્યવહારનાં અનેક કામોમાં નાની નાની ચોરીના દોષ સેવાઈ જાય છે, આ પ્રકારની ચોરીઓ જો કે લોક વિરૂદ્ધ ગણાતી નથી, છતાં પણ લોકોત્તર વિરૂદ્ધ અવશ્ય છે, માટે તેનાથી બચાય તો સારૂં.

# મૈથુન

थूल मेहुणाओ वेरमणं ।

ભગવાન મહાવીરે બીજા વ્રતોને નદી રૂપ ગણ્યા છે. જ્યારે બ્રહ્મચર્યને સાગર સમાન ઉપમા આપી છે. બ્રહ્મચારી હિંસક કે મૃષાભાષી ન હોય તેમ પરિગ્રહી પણ ન હોય.

બ્રહ્મચર્ય ત્રણ પ્રકારના છે. કાયિક બ્રહ્મચર્ય, વાચિક બ્રહ્મચર્ય અને માનસિક બ્રહ્મચર્ય.

કાયિક બ્રહ્મચર્યઃ–કાયિક બ્રહ્મચર્ય પાળનારે પોતાની યા પારકી સ્ત્રી સાથે વિકારમય સ્પર્શ કરવો નહિ યા કોઇ પણ સ્ત્રી સમક્ષ વિકારી દૃષ્ટિએ જોવું નહિ. કાયા થકી કોઈ પણ સ્ત્રી અથવા બાળકના અંગનો સ્પર્શ વિકારી દૃષ્ટિએ ન કરવોઃ

વાચિક બ્રહ્મચર્યઃ–વાચિક બ્રહ્મચર્ય પાળનારે કોઈ વિષય-વર્ધક, વિકારી યા અશ્લીલ શબ્દો સાંભળવા નહિ તેમજ બોલવા પણ નહિં. જીભ ઉપર સંયમ ખાસ રાખવો જોઇએ.

માનસિક બ્રહ્મચર્યઃ–માનસિક બ્રહ્મચર્ય પાળનારે વિકારી યા કુત્સિત દ્રશ્યો જોવા નહિ, કારણ કે તેથી મનમાં કુત્સિત ભાવો પેદા થાય છે, આ પ્રમાણે આવા વિકારી દ્રશ્યો ન જોઇ, ન વિચારી મનને શુદ્ધ અને સાત્ત્વિક રાખવા પ્રયત્ન કરવો.

આ ત્રણ પ્રકારના બ્રહ્મચર્યપાલનમાં જે સફળ થાય છે, તે જ સાચો બ્રહ્મચારી બની શકે છે.

'બ્રહ્મ' એટલે પરમાત્માનું સ્વરૂપ અને 'ચર્ય' એટલે ચર્યા કરવું તે, અર્થાત આત્મસ્વરૂપની પૂર્ણપણે પ્રાપ્ત કરવી યા પરમાત્મા સ્વરૂપમાં લીન થવું.

અબ્રહ્મચર્ય એ જડ સંસર્ગથી જન્મેલો વિકાર છે. આ વિકાર જીવાત્મા પર જેટલી મોહનીય કર્મની અસર હોય છે, તેટલા પ્રમાણમાં તે ભયંકર નીવડે છે.

ભગવાન મહાવીરે પણ બ્રહ્મચર્યની સમાધિના દશ સ્થાનો ફરમાવ્યા છે, અને બ્રહ્મચર્ય વ્રતને સાગર સમાન ઉપમા આપી છે.

આ વ્રત સાધુએ સર્વથા પાળવાનું છે અને શ્રાવકે " स्वदार संतोष " ના ચોથા અણુવ્રત અનુસાર પાળવાનું છે. સ્વદાર સંતોષનો તાત્ત્વિક અર્થ એ છે કે પ્રજોત્પત્તિના હેતુ સિવાયનો વિકારમય ભાવનાથી કરેલો કોઈ પણ સંભોગ એ પાપ છે, એટલે ગૃહસ્થે વિવેકપૂર્વક બ્રહ્મચર્ય પાળવું જોઈએ.

( પરિગ્રહ-વ્રત આગળ ચર્ચાઇ ગયું છે )

## આત્મા

જીવના અનંત જ્ઞાન, અનંદ-દર્શન, અનંત-સુખ, અનંત-વીર્ય એ ગુણ છે. સહનશીલતા, પ્રેમ, બ્રહ્મચર્ય, અહિંસા વિગેરે આત્માના ગુણ તથા વિકાસ માટે છે. તે વસ્તુ જોયા પછી 'આત્મા' શું છે તે જાણવું જરૂરી છે.

**આત્માનું નિત્યત્વ**—આત્માને નિત્ય પરિણામી માનવો અર્થાત્ એકાંત કૂટસ્થ-નિત્ય કે કેવળ અનિત્ય નહીં. આત્મા એ અખંડ નિત્ય હોવા છતાં કર્મવશાત્ તેનું પરિણમન થાય છે.

આત્મા અમૂર્ત હોવાથી બહિરિન્દ્રિયોથી પ્રત્યક્ષ થઇ શકતો નથી, વળી તે અમૂર્ત હોવાથી નિત્ય છે, પરંતુ આમ હોવા છતાં અજ્ઞાનવશાત્ તે કર્મબંધનોથી બંધાએલો છે ને બંધન એ જ આ સંસારનો હેતુ છે.

સાંખ્ય દર્શન તેને કૂટસ્થ-નિત્ય માને છે, જ્યારે બૌદ્ધ દર્શન એકાંત અનિત્ય માને છે. આ બન્ને સિદ્ધાંત વિચારતા અપૂર્ણ દેખાશે, કારણ કે જો એકાંત કૂટસ્થ નિત્ય હોય તો તેનું પરિણમન થઇ શકે નહિ, પરિણમન જો ન હોય તો બંધન પણ ન હોય અને બંધન ન હોય તો મુક્તિ-નિર્વાણ કે મોક્ષનો પ્રયત્ન પણ હોઈ શકે નહિ.

જ્યારે આપણને તો ક્ષણે ક્ષણે દુઃખનું સંવેદન થાય છે, શરીરના સારા માઠા દરેક પ્રસંગે આત્મા શુભાશુભ ભાવો અનુભવે છે, તેથી સ્પષ્ટ ખ્યાલ આવે છે કે આત્મા પોતે નિત્ય હોવા છતાં કર્મબંધનથી બંધાએલો છે.

વળી જો આત્મા કેવળ અનિત્ય હોય, તો પાપ, પુણ્ય, સુખ, દુઃખ એ કંઇ સંભવે જ નહિ. વળી જે આત્મા કર્મબંધન કરે, તે જ નાશ પામે, તો પછી તે કર્મનું પરિણામ પણ કોણ ભોગવે ? એમ પરસ્પર અસંબદ્ધતા જણાય છે, આથી જ જૈન દર્શન તેને **પરિણામી નિત્ય** માને છે.

**વિશ્વનું અનાદિત્વ**— આ જગત ઇશ્વરે બનાવ્યું નથી, આખું વિશ્વ અનાદિ છે.

કેટલાક દર્શનો માને છે કે દરેક કાર્યનું કંઇક ને કંઇક કારણ હોય જ છે, જેમકે ઘડા રૂપ કાર્યનો કરનાર કુંભાર, તેમ નાના મોટા દરેક કાર્યનો કર્તા કે પ્રેરક કોઈને કોઇ અવસ્ય છે, તે જ રીતે આ જગતનો કર્તા પણ કોઈ ને કોઈ હોવો જોઇએ અને તેને જ તે ઇશ્વર યા કોઇ શક્તિ રૂપ કલ્પે છે.

ઇશ્વરની વ્યાખ્યા અનેક પ્રકારથી થાય છે. શારીરિક સૂત્રના "जन्माद्यस्य यतः" સૂત્રનું જે ભાષ્ય શંકરાચાર્યે કર્યું છે, તે અનુસાર ઇશ્વર માયા સબલ બ્રહ્મ છે. રામાનુજ અનુસાર ઇશ્વર જીવાજીવની

સમષ્ટિ છે, ગૌતમકણાદના મત અનુસાર તે જીવોના સંચિત કર્મો અનુસાર તેના ફળ-ભોગની પ્રાપ્તિ કરાવવાવાળો જગતનો સાક્ષી અને આરંભક છે. યોગ અનુસાર તે ક્લેશ આદિથી અસ્પૃષ્ટ પુરૂષ વિશેષ માત્ર છે. ઇસ્લામ અને ઇસાઈ ધર્મ અનુસાર તે "कर्तुम कुर्तुमन्यथा कर्तुम्" માં સમર્થ જગતનો સ્રષ્ટા, પાલક અને સંહારક છે.

આ રીતે ઇશ્વર સંબંધી આટલા પ્રકારના વિચારો ઘોર બુદ્ધિ-ભેદ ઉત્પન્ન કરે છે ને તેને સ્વીકારતાં નીચેના પ્રશ્નો ઉદ્ભવે છે.

(૧) જો બધાં કાર્યનો સંચાલક ઇશ્વર માનીએ તો જીવોને સુખ દુઃખ આપવામાં તેની સારી માઠી અસર અને ઇચ્છાનું આરોપણ થાય છે, કારણકે જગતમાં એવો નિયમ છે કે ઇચ્છા વિના પ્રવૃત્તિ થઈ શકે નહિ અને એવી ઇચ્છા થવી તેને રાગ અને દ્વેષ પણ કહેવાય છે. જો આત્મા રાગ અને દ્વેષથી કલુષિત હોય તે ઇશ્વર કે સર્વજ્ઞ શી રીતે હોઈ શકે?

(૨) તેવી કોઈ શક્તિ હોય તો વળી તે શક્તિનું ભાજન કે તેનો સ્વામી તેથી અતિરિક્ત કોઈ સ્વીકારવો જ પડશે અને તે સ્વીકારવા જતાં તો પાછો તેનો તે આરોપ લાગુ પડે છે.

(૩) જો કર્ત્તા અન્ય હોય તો જ ફળ દેવાની સત્તા બીજાની હોઇ શકે.

(૪) ઇશ્વર કે તેની શક્તિ પર આધાર રાખવામાં પુરૂષાર્થને જરા પણ અવકાશ રહેતો નથી. અને જો પુરુષાર્થ નથી તો જીવન પણ વ્યર્થ છે, અને જીવન વ્યર્થ હોય તો જગતનો પણ હેતુ રહેતો નથી; આથી જ જૈનદર્શન કહે છે કે—

"अप्पा कत्ता विकत्ता य सुहाण ।"

આત્મા પોતે જ કર્મનો કર્ત્તા અને સુખ-દુઃખનો ભોક્તા છે,

બીજો કરે ને તમે ભોગવો કે તમે કરો ને બીજો ભોગવે તે સુઘટિત નથી અને તેથી જ આ વિશ્વ ઈશ્વરે કે કોઈએ બનાવ્યું નથી કે તેનો પ્રેરક પણ નથી, કારણકે રાગ-દ્વેષથી રહિત થએલા સિદ્ધ આત્માને સંસારનો સંબંધ રહેવા પામતો નથી.

**આત્મ-સંગ્રામઃ**-આખા સંસારમાં એક નાનાથી માંડીને મોટા જંતુ સુધી પરસ્પર એક બીજાને ભોગે જીવતા હોય છે અને એમ સ્વાર્થના પારસ્પરિક દ્વંદ્વયુદ્ધો ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં ભિન્ન ભિન્ન રીતે પ્રવર્તી રહ્યા છે. જૈન દર્શન કહે છે કે "બહારના બધા સંગ્રામોથી વિરમો. તમારૂં કલ્યાણ, તમારૂં હિત, તમારૂં સાધ્ય એ બધું તમારામાં છે. તમે જે બહાર શોધી રહ્યા છો તે સાવ મિથ્યા વસ્તુ છે, પોતાના કોઇ પણ સુખ માટે બીજા સાથેના અત્યાચાર, હિંસા કે યુદ્ધ એ બધાં નકામા છે" કહ્યું છે કેઃ—

૧.

अप्पाणमेव जुज्झाहिं किंते जुज्झेण जुज्झओ
अप्पाणमेव अप्पाणं, जइत्ता सुह मेहउ ।

૨.

वरं मे अप्पा दंतो संजमेण तवेण य
माहं परेहिं दम्मंतो, बंधमेहि वहेहि य

(૧) બહારના યુદ્ધથી શું વળવાનું છે ? માટે આંતરિક યુદ્ધ કરો, આત્માના સંગ્રામથી જ સુખ પામી શકશો.

(૨) બહારના વધ કે બંધનથી દમવા કે દમાવા કરતાં સંયમ અને તપથી પોતાનું આત્મદમન કરવું તે જ ઉત્તમ છે.

**કર્મના અચળ કાયદાથી પુનર્જન્મનો સ્વીકારઃ**-જડ, માયા કે કર્મથી સંડોવાએલું ચૈતન્ય જે જાતની ક્રિયા કરે છે, તેનું ફળ તેને

પોતાને જ ભોગવવું પડે છે. જૈન દર્શન કહે છે કે:– "कडाण कम्माण न मोक्खअत्थि" કરેલા કર્મને ભોગવી લીધા વિના કર્મથી છૂટી શકાતું નથી.

કર્મનો કાયદો જ એવો છે કે જ્યાં સુધી તેનું બીજ બળી ન જાય ત્યાં સુધી શુભ કે અશુભ રૂપે પરંપરાગત પરિણમન થતું રહેવાનું અને જ્યાં સુધી કર્મથી સંબંધ રહે, ત્યાં સુધી જીવાત્માનાં ભિન્નભિન્ન સ્થાન યોજાવાનાં નિમિત્ત બનવાનાં અને પુનરાગમન થતું જ રહેવાનું.

"ખરેખર આત્મા એ અમૃતનો ઝરો છે ને સુખનું સ્થાન છે. અસ્ખલિત જ્ઞાનનો ભંડાર છે. જૈન દર્શનકારો આ તત્ત્વને અંતરાત્મા કહે છે. પરમાત્મ તત્ત્વની ઝાંખી અંતરાત્માની જાગૃતિ થયા પછી જ થાય છે:–" શ્રી સંતબાલ.

## સુખ

સંસારના દુઃખમાં પડેલા સર્વ લોકોને, તે માર્ગ પરથી લઈ સુખનો માર્ગ બતાવે તે ધર્મ, એ વાત આપણે આગળ ચર્ચી ગયા, પરંતુ આ સુખ શું છે તે તરફ આપણે દૃષ્ટિપાત કર્યો નહિ.

**પર સુખમાં પોતાનું સુખઃ**–સુખ સ્વાનુભવ ગમ્ય છે પ્રત્યેક પ્રાણી પોતાના સુખને માટે પ્રવૃત્તિ કરે છે. બીજાના સુખને માટે જે પ્રયત્ન કરે છે, તે એટલા માટે જ કે બીજાનું સુખ પોતાના સુખને વધારવામાં યા સુરક્ષિત રાખવામાં સહાયક થાય. અનુભવે બતાવ્યું છે કે કેવળ ત્યાગને નામે નહિ, પરંતુ સુખને માટે પણ મનુષ્યે પરોપકાર કરવો જોઈએ. તેમાં મનુષ્યની સ્વાર્થસિદ્ધિ અર્થાત્ (સ્વ–અર્થ સિદ્ધિ) સમાએલી છે, માટે પરોપકારને પણ સ્વાર્થ યા ઉચ્ચત્તમ સાત્વિક સ્વાર્થ સમજવો જોઈએ. જેટલું પરોપકારનું ક્ષેત્ર વિસ્તીર્ણ હશે તેટલું સુખ પણ વિસ્તૃત હશે.

પર પ્રાણી કૃત દુઃખ દૂર કરવામાં આ એક એવો ઉપાય છે કે જેમાં કોઈ કલ્પનાને અવકાશ નથી. પરોપકાર વિના આપણો

સ્વાર્થ ટકી શકે નહિ, માટે પરોપકારને ધર્મ બનાવવો જ પડશે અને તેને સ્વાર્થનું અંગ માનવો જ પડશે. એ રીતે પરોપકારને આપણો એક સ્વભાવ પણ બનાવવો પડશે.

પરોપકારના ક્ષેત્રમાં ફક્ત મનુષ્ય જ નહિ પણ પશુપક્ષી વિકલેંદ્રિય—પંચેંદ્રિય તથા સ્થાવરોનો પણ સમાવેશ થાય છે. જેણે પરોપકારને સ્વાર્થ સ્વ+અર્થ ગણ્યો છે, સમગ્ર 'પ્રાણી–જગત જેનું પરોપકારનું ક્ષેત્ર છે, તે જ નિષ્પાપી અને સુખી છે.

આત્મા અમર છે, માટે આજે આપણે મનુષ્ય છીએ, તો સદા જ મનુષ્ય નહિં બન્યા રહીએ. કદિ પશુ, પક્ષી, કીડા આદિ પણ કર્મ અનુસાર થવું પડશે. આજ આપણે મનુષ્યભવમાં રહી પ્રતિ ઉપકારની નિરાશાથી તેને સતાવીએ, તો આપણે પણ પશુ, પક્ષી આદિ થતાં સતાવાના જ, પરંતુ જો આપણે દયા રાખીશું, તો આપણને પણ તે ભવમાં દયાના પરિણામ મળશે. સારાંશ એ કે દરેક પ્રાણીને દરેક જગ્યાએ જન્મ લેવો પડે છે, તેથી સુખી જીવન વિતાવવાનું ક્ષેત્ર આપણે આ ભવથી જ ફેલાવી શકીએ છીએ. આ રીતે પરોપકાર રૂપી સ્વાર્થની મદદથી આપણે વર્તમાન સ્વાર્થ નહિ પણ ત્રિકાળીક સ્વાર્થને પામી શકીએ.

## જગત કલ્યાણની કસોટી

એ તો હવે દરેક માને છે કે જગતના કલ્યાણમાં આપણું કલ્યાણ છે. અહિંસા, આદિથી જગત કલ્યાણ શકય બને છે ને દાનાદિ રૂપી શુદ્ધ કાર્ય તેનાં સાધન છે, પરંતુ કર્તવ્યાકર્તવ્યનો વિચાર અને નિર્ણય વિવેકપૂર્વક થવો જોઇએ, તે વાત ધ્યાનમાં રાખવી આવશ્યક છે.

જગત કલ્યાણની કસોટી અને કર્તવ્યાકર્તવ્યનો વિચાર એટલા માટે જરૂરી છે, કારણ કે આ સંસારમાં એક સાથે સમગ્ર લોકોનું

કલ્યાણુ તાત્ત્વિક અર્થમાં સધાવા છતાં જેમના આર્થિક હિત તરફ પ્રહાર થશે, તે આ કાર્યો ઇચ્છશે નહિ. કાર્લ માર્ક્સ, લેનીન, તેમજ બેંથલ અને મીલર આદિ તેથી જ "અધિકાંશ લોકોનું અધિકત્તમ સુખ" અર્થાત્ greatest good of the greatest number નો નિયમ બતાવે છે. એ વાત તો નિર્વિવાદ છે કે જબરજસ્ત આર્થિક વિષમતાને કારણે તેના એટલાજ જોરવાળી પ્રતિક્રિયા રૂપે એક તરફ શોષિત માનવ-સમુદાય કે જે કરોડોની સંખ્યામાં છે ને બીજી તરફ મૂઠીભર ધનપતિઓ કે જેમના હાથમાં ઉત્પાદનનાં સાધનો છે, એ વચ્ચે વર્ગ-સંઘર્ષ ( class war ) ચાલી રહ્યો છે. જગત કલ્યાણુની કસોટી અને કર્તવ્યાકર્તવ્યનો વિચાર સ્પષ્ટ રૂપે આપણુને શોષિત લોકોના કલ્યાણુ તરફ પ્રયાસ કરવા પ્રેરશે.

ભારતવર્ષના પ્રત્યેક ધર્મમાં આ નીતિનો સ્વીકાર કરવામાં આવ્યો છે. આદિ ભૌતિક નીતિ તત્ત્વોમાં જે મોટો દોષ છે, તે એ છે કે કર્તાના મનનો હેતુ યા ભાવનો કંઇ પણુ વિચાર કરવામાં આવ્યો નથી, કેવળ બાહ્ય પરિણામ જોવાથી કામ નહિં ચાલી શકે. વ્યાવહારિક દૃષ્ટિ તે જ રીતે એક વસ્તુ કહી જાય છે કે દુર્જનો કદાચ અધિક સંખ્યામાં હોય, તેને સુખ મળે, તે કરતાં થોડા સજ્જનોને સુખ મળે તે વધુ સારૂં છે.

અન્યાયનો પ્રતિકાર કરવો, એકવાર ભલે તેનાથી અમુક વર્ગને દુ:ખ થાય પણુ તે કાર્ય સદાને માટે સુખદ છે.

સમાજનો ભય તથા ચિંતા રોકવાથી તેની સુખમાં અનહદ અભિવૃદ્ધિ થાય છે.

## સુખી બનવાની કળા.

આ નીતિનું જો આપણે પૂર્ણ રૂપથી કામ લઇ શકીએ, તો ઘણુા દુ:ખનો અંત આવી જાય છે. માટે આપણે સુખી બનવાની

કળા શીખવી જોઈએ. એવા પણ ઘણા મનુષ્ય જોવામાં આવે છે કે બીજા મનુષ્યોની અપેક્ષા સુખ સામગ્રી અધિક હોવા છતાં પણ ઈર્ષા અસંતોષ આદિને કારણે દુઃખી રહે છે અને એ મનુષ્ય જરા પણ વિપત્તિમાં ગભરાય જાય છે, જ્યારે અનેક મહાપુરુષો હસતાં હસતાં મરે છે. આ ઉપરથી એ વાત પ્રત્યક્ષ થાય છે કે જે લોકો સુખી રહેવાની કળા જાણે છે, તે હરહાલતમાં સુખી રહે છે અને આ કળાને જે નથી જાણતો તે હરહાલતમાં દુઃખી રહે છે.

ધર્મ આ કળાનું શિક્ષણ દે છે. શારીરિક જીવનથી આત્મ-જીવનને મહાન સમજવું, શરીરને માટે આત્માનું નહિ પણ આત્માને માટે શરીરનું બલિદાન કરતાં શીખવું. મૃત્યુને ગૃહ-પરિવર્તન યા વસ્ત્ર-પરિવર્તન સમાન સમજવું, તો દુઃખપૂર્ણ ઘટનાઓ આપણને દુઃખી નહિં કરી શકે.

આપણે નિશ્ચિત રીતે સમજી લેવું જોઇએ કે અમારો કોઈ ઉપર અધિકાર નથી, જે જેટલી સહાયતા કરે, તે તેની સજ્જનતા છે, અગર ન કરે તો ખૂરૂ માનવાની કોઈ આવશ્યકતા નથી.

"નાટકના પાત્રની મહત્તા તેના પદ પર સ્થિર નથી, અર્થાત્ રાજા બનવાવાળો ઉત્તમ પાત્ર છે ને રંક બનવાવાળો જ ધન્ય પાત્ર છે, તે વાત નથી પરંતુ જેને જે કામ સોંપવામાં આવ્યું હોય, તે કામ જો સારી રીતે કળા સાથે કરે, તો તે સારો પાત્ર ગણાય છે, તેજ પ્રકારે સંસારમાં પોતાના કર્તવ્યને પૂર્ણ રૂપથી કરવાવાળો જ ઉત્તમ છે. ધન, પ્રભાવ, વંશ આદિથી કોઇની ઉત્તમતાનું અનુમાન કરવું તે ઉચિત નથી–" પંડિત દરબારીલાલજી"

જો આપણે દુઃખી ન થવાનો દૃઢ નિશ્ચય કરીએ તો આપણને કોઇ દુઃખી નથી કરી શકતું.

આ વિષયમાં રોગીની જેમ બે વાતનો વિચાર કરવો જરૂરી

છે. રોગી મનુષ્ય રોગની યથાશક્તિ ચિકિત્સા કરે છે ને સહન-શક્તિથી કામ લે છે. આ બે કાર્ય દુઃખથી પીડીત રોગીઓએ કરવા જોઇએ. આ રીતે સંસારમાં સુખી બનવાનો દૃઢ નિશ્ચય કરી, તેની કળા શીખી, સુખની વૃદ્ધિ કરવી જોઇએ. તેને માટે સંતોષ, ઉદાસીનતા, ક્ષમા, ત્યાગ આદિ ગુણો જરૂરી છે.

**ગુણ અને ગુણાભાસ**–: દરેક ગુણની પછવાડે ગુણાભાસ લાગ્યો રહે છે. જેવી રીતે અહિંસાની પાછળ નિર્બળતા, ક્ષમાની પાછળ કાયરતા, વિનયની પાછળ દીનતા આદિ. આ ગુણ અને ગુણાભાસમાં આકાશ–પાતાળનું અંતર છે. બંને એક બીજાના વિરોધી છે. ગુણ જેટલો સ્વીકાર્ય અને ઉપાદેય છે, તેજ પ્રમાણે ગુણાભાસ અસ્વીકાર્ય અને હેય છે. આ ગુણ ગુણાભાસ ન બની જાય તે વાત ખાસ લક્ષમાં રાખવી જોઇએ.

આ જ વસ્તુ પૂ. મહાત્માજી સમય સમય પર કહે છે ને તેમના સિદ્ધાંત સમજાવતાં રીચાર્ડ ગ્રેગ તેમનું પુસ્તક "theory and practice of non-violence" માં લખે છે કે, બળવાન સામે નિર્બળ હાથ જોડીને, ધ્રૂજતો ઉભો રહે ને કહે કે ભાઇ! હું તો અહિંસક છું! તો તેની કાંઈ અસર હશે ખરી?

મન, વચન, કાયાની ક્રિયા (યોગ) હમેશાં થયાજ કરે છે. જ્યાં સુધી મૃત્યુની પળ ન પ્રાપ્ત થાય, ત્યાં સુધી મન–વચન, કાયા કંઈ ને કંઈ કામ કરતા જ રહે છે. જયારે દરેકે કંઇક ને કંઇક કામ કરવું જ પડે છે, તો શા સારૂં દુઃખહાની અને સુખવૃદ્ધિનું કામ ન કરે? તેથી જ પોતપોતાની નીતિ અને યોગ્યતા અનુસાર પ્રત્યેક વ્યક્તિએ સુખનાં સાધનોને પ્રાપ્ત કરવાં અને દુઃખનાં સાધનોને નષ્ટ કરવાનું ચાલુ રાખવું જોઇએ. આથી જ હર સમયે સમભાવને સ્થિર રાખી દુઃખનો હ્રાસ કર્યા કરે છે ને સુખવૃદ્ધિ કરે છે, તે સુખી રહેવાની કળા સારી રીતે સમજી અને, આચરણમાં મૂકી શકયો છે, તેમ સમજવું જોઇએ.

દુઃખના આવવા ઉપર આપણે તેનો સામનો કરવો જોઈએ. સામનો કરવા માટે બે વાત આવશ્યક છે. દુઃખોને નષ્ટ કરતા જવું અને તેના ઘાને સહન કરતા જવું. જે મનુષ્ય શત્રુના ઘાને સહન કરી શકતો નથી તે શત્રુનો નાશ કદિ પણ કરી શકશે નહિ, તેજ પ્રમાણે દુઃખની ચોટ સંબંધી સમજવું જોઈએ. સમભાવ સ્થિર રાખી, સમભાવને કોઈપણ જાતની આંચ ન આવે, તેમ વીરતા અને મનોબળથી દુઃખના ઘા ઉપર થતા ઘાને ઝીલવા જોઈએ, તેનો પ્રતિકાર કરતા અને તેમ કરતાં શરીર ઉપરથી મમત્વ છોડી શરીર–ત્યાગ સુધી પણ તૈયારી દાખવવી જોઈએ. સુખ શરીરને માટે નથી પણ આત્માને માટે છે અને શરીરના દુઃખથી આત્મા દુઃખી થતો નથી.

સુખી રહેવાની કળાના નામ ઉપર, આધ્યાત્મિક જીવનના નામ ઉપર અને સંતોષ આદિ ગુણના નામ ઉપર, જે સ્વયં ગુલામી સ્વીકારે છે, અને દુઃખોના હુમલાથી ડરી પીછેહઠ કરે છે, તે પણ ગુલામ અને દુઃખી થઈ જાય છે ને સાથે સાથે સંસારમાં દુઃખ ફેલાવે છે, કારણ કે રોગના જેમ દુઃખના જંતુઓ પણ ચારે તરફ ફેલાવા માંડે છે.

સુખી રહેવાની કળા એ પણ નથી બતાવતી કે મનુષ્ય દુર્દશામાં પડયો રહે, ઘોરમાં ઘોર વિપત્તિમાં પણ સમભાવનો ગભરાટ અને નિરાશા થવા દે. શિકારી જેમ શિકારને દેખે, તેવી રીતે તેણે વિપત્તિઓને વીરરસથી દેખવી જોઇએ. વિપત્તિ સામે આત્મ સમર્પણ કરી દેવું યા ગુલામી સ્વીકારવી તે તે કળાની હત્યા કરવા બરાબર છે.

સ્વતંત્રતા માટે પ્રયત્ન કરવાવાળો સાધારણ મનુષ્ય જો સુખી રહેવાની કળા નહિં જાણતો હોય, તો અસફળતા મળતાં નાસીપાસ થઈ જાય છે ને સાહસ છોડી દેવા સુધીની તત્પરતા બતાવવા માંડે છે, પરંતુ તે કળાનો સાચો ઉસ્તાદ હારવાથી પણ હારશે નહિ, નિઃસહાય થવાથી નિરાશ થશે નહિ. પરાજય અને નિરાશા આદિ

શબ્દ તેના કોષમાંથી નીકળી જશે. સમભાવ આદિ ગુણુ અકર્મણ્યતાને માટે નથી પણુ અનંત કર્મણ્યતા માટે જ છે.

જગત કલ્યાણુ અને આત્મકલ્યાણુ માટે નિવૃત્તિ આવશ્યક છે. જે મનુષ્ય પરિમિત સ્વાર્થને માટે બેઠો રહે છે, તે જગત કલ્યાણુને માટે પૂરી શક્તિ લગાડી શકતો નથી, કારણુ કે જ્યાં પરિગ્રહતા છે, ત્યાં વ્યક્તિગત કાર્યોનો ઘણો ભારી બોજો રહે છે. નિષ્પરિગ્રહી મનુષ્યને આ બોજો રહેતો નથી. તે ઘરમાં રહે યા વનમાં, પરંતુ નિષ્પરિગ્રહી હોવો જોઇએ. નિષ્પરિગ્રહીનું રૂપ સદા સર્વત્ર એક સરખું નથી હોતું અને નિવૃત્તિનો અર્થ વ્યક્તિગત સ્વાર્થોના બંધનોથી છૂટવાનો થાય છે.

પરિગ્રહીની અપેક્ષાએ સાચો નિષ્પરિગ્રહી ઘણો સુખી છે.

બાહ્ય તપ–: ધર્મનો ઉદ્દેશ જો સ્વપર કલ્યાણુનો છે તો અનાવશ્યક કષ્ટોને નિમંત્રણુ દેવાનું વિધાન કેમ બતાવે છે ! ઘણા દિવસ સુધીના અપવાસ, ઠંડી ગરમીના કષ્ટ સહન કરવાથી ન તો બીજાને સુખ યા પોતાને સુખ મળે છે ! આવો પ્રશ્ન ઘણુાને ઉભો થાય છે પણુ તે પ્રશ્ન અંદર ઉતરતાં નિરર્થક છે. ધર્મના એવા તપોને અંતરંગ તપ નહિ પણુ બાહ્ય તપ કહ્યા છે અને આ બાહ્ય તપોનું મૂલ્ય ત્યારે જ સ્વીકારાય છે કે જ્યારે પ્રસન્નતાથી અને નિરાકુળતાથી કરવામાં આવે. સુખ જેટલું સ્વાધીન છે, તેટલું જ પૂર્ણ થશે, માટે પરાશ્રિતતાનો ત્યાગ કરવા માટે અને સહનશક્તિ વધારવા માટે આ તપોની આવશ્યકતા છે. આપણામાં જેટલી સહનશક્તિ અધિક હશે, તેટલી જ દુ:ખની સાથે અધિક લડવાની તાકાત આવશે. ઠંડી, ગરમી, ભૂખ, તરસ આદિનું કષ્ટ મનુષ્યને કયારેક સહન કરવું પડે છે, તે સમયે આપણે પોતાને શાંત રાખી શકીએ, તે માટે પણુ તપ આવશ્યક છે.

જે લોકો પૂજા કરાવવા માટે એવા તપ કરે છે, તે તપનું ફળ તેમને મળતું નથી. પણ જે લોક તે નથી સમજતા કે આ તપસ્યાઓથી સુખની સ્થિરતા વધે છે અને પ્રકૃતિની વિરૂદ્ધ લડવાની શક્તિ આવે છે, તેમને પણ તપનું ફળ મળતું નથી. તપ તો ફક્ત સંયમનો અભ્યાસ કરવા માટે કસરત સમાન છે. તેનાથી પણ સારૂં તપ આત્મશુદ્ધિ તપ અથવા સેવા છે. જેને અંતરંગ તપ પણ કહેવામાં આવે છે. બાહ્ય તપ કારણ છે, અંતરંગ તપ કાર્ય છે. બાહ્ય તપ કર્મને શિથિલ કરે છે, ત્યારે અંતરંગ તપ તેનો ક્ષય કરે છે. સાર એ છે કે ધર્મ સુખને માટે છે. જે સુખ બાહ્યસાધનો પર અવલંબીત છે, તે પૂર્ણ સુખ નથી. સ્વાર્થપૂર્ણ દ્રષ્ટિ બનાવવાથી તે મળી શકતું નથી. પૂર્ણ સુખી બનવાને માટે પૂર્ણ સુખની કળા જાણવી જોઈએ ને ગુણાભાસથી બચવું જોઈએ.

## ધર્મ મિમાંસા અને જૈન ધર્મ

અત્યાર સુધી ધર્મના વિષયમાં જે વિવેચન કરવામાં આવ્યું છે, તેનો સાર બધા ધર્મમાં મળે છે. જો આપણામાં સમભાવ આદિ ગુણ હોય તો આપણે કોઈ પણ ધર્મનો સહારો લઈ સાચા ધર્મને પ્રાપ્ત કરી શકીએ છીએ.

જૈન ધર્મનો સ્યાદવાદ જે છે, તે સર્વ ધર્મ સમભાવનું નામાંતર માત્ર છે. સ્યાદવાદ દ્વારા જૈનધર્મે સર્વ ધર્મનો સમન્વય કર્યો છે, તેનો ઉપયોગ વિશેષતઃ દાર્શનિક ક્ષેત્રમાં થએલ છે, તેટલા જ માટે સાધારણ મનુષ્ય તેનો લાભ ઉઠાવી શક્યો નથી પરંતુ તેના પ્રવર્તકનું લક્ષ્ય તે જ હતું.

જાતિ-પાતિના ભેદ, નર-નારીના અધિકારોની વિષમતા, આદિ તો જૈનધર્મમાં છે જ નહિ. આ વાત તેના સાહિત્યથી સાફ સાફ સમજી શકાય છે. આ પ્રકારે જૈનધર્મમાં સર્વ ધર્મ—સમભાવ,

સર્વજાતિ સમભાવ, નરનારી–અધિકાર સમભાવ, વિવેક આદિ ઉપયોગી ગુણોએ પૂરતી જગ્યા રોકી છે. જૈન સાહિત્યમાં એટલા મસાલા છે કે જો કોઇ મનુષ્ય નિષ્પક્ષ અને ગંભીર દષ્ટિએ તેનું નિરીક્ષણ કરે તો વાસ્તવિક વાત છુપી રહેશે નહિ.

જો કે કોઈ વાત જૈન સાહિત્યમાં ન મળે પરંતુ આજ તેની જરૂર છે. તથા પાછલા અઢી હજાર વર્ષના પ્રયત્ને કોઈ નવી ચીજ આપણી સમક્ષ રાખવામાં આવે, તો આપણે નિઃસંકોચ તેને અપનાવવી જોઇએ. એ સમજવું કે આપણે આપણા પૂર્વજોથી આગળ ન વધી શકીએ, તે ભૂલ છે. આપણે તેમના પ્રત્યે કૃતજ્ઞતા પ્રગટ કરીએ, પરંતુ તેને માટે આપણા વિકાસને ન જ રોકાય અને પરિસ્થિતિની પ્રતિકુળ વાતોને અપનાવવી જોઈએ નહિ. “ પ્રાચીનતાની બીમારી એક મોટી ભારી બીમારી છે; તેને દૂર જ રાખવી, જુઠું બોલવું, ચોરી કરવી, હિંસા કરવી આદિ પાપ કોઇ પણ ધર્મથી પુરાણા છે, પરંતુ તેટલા માટે તે ઉપાદેય નથી. આપણે અહિંસા, સત્ય અને કલ્યાણકારીતાના જ ઉપાસક થવું જોઇએ, ન તો પ્રાચીનતાના કે ન તો નવીનતાના ”–(શ્રી દરબારીલાલજી).

સર્વ ધર્મ સમભાવની કસોટી ઉપર જૈન ધર્મને સૈદ્ધાંતિક અને તાત્વિક રીતે કસીને આપણે ધર્મ દ્વારા સુખ કઇ રીતે પ્રાપ્ત થાય છે, તે જોઈ ગયા.

દરેક ધર્મ સુખની પ્રાપ્તિ માટે અલગ માર્ગ અને ક્રિયાઓ બતાવે છે. જૈન ધર્મ વિષે આટલા સ્પષ્ટ આલોચનાત્મક આલેખન પછી તેણે સંસાર સમક્ષ સર્વતોમુખી દષ્ટિએ સુખ–પ્રાપ્તિને માટે કયો માર્ગ અને કરણી (ક્રિયા) બતાવી છે, તે જોયા પછી આપણો લેખ સર્વ રીતે સંપૂર્ણ થઇ જશે.

## જૈન ધર્મનો જ્ઞાન અને ક્રિયામાર્ગ.

અનંત ભવ પરિભ્રમણ કરતાં કરતાં અનંત કાળચક્રે, અનંત

પુણ્યની રાશીએ માનવભવ મળે છે, માનવભવ ભવના અંત માટે છે, કારણ કે મોક્ષપ્રાપ્તિના બધાં સાધનો મનુષ્યભવમાં જ હોય છે સંસારી જીવના બે ભેદ-:

બહિરાત્મા અને અંતરાત્મા-: બહિરાત્મા તે છે કે જે પરપુદ્ગળોનો ભોગી, જડનો સંગી, દેહાધ્યાસ બુદ્ધિવાળો, મિથ્યાત્વ અને પ્રમાદવશ અનંતાકાળની મલિન વાસના અને મળને લીધે અધઃપતન કરી, દ્રવ્ય કર્મે ભાવકર્મ અને ભાવકર્મે દ્રવ્યકર્મ ઉપાર્જન કરી, પરંપરાએ અનંતો સંસાર વધારી ચોરાશી લાખ જીવાયોનીમાં પરિભ્રમણ કરતો રહે છે,- असुइ अदुवा अनंत खुत्तो ।

શ્રીમદ્ રાજચંદ્રજીએ કહ્યું છે કે 'બહુ પુણ્ય કેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો,' વગેરે વગેરે; સુખ મેળવવા માટે દોડધામ તો ખુબ કરે છે, પણ સુખના સાધનો શું, સુખ શું, તે નહિ સમજતાં આંધળી દોડ કરે છે. અને આવીચી મરણ ક્ષણે ક્ષણે, પળે પળે કરે છે.

લક્ષ્મી, અધિકાર, કુટુંબ, પરિવાર, સ્નેહી, સ્વજનો, ધન, દોલત, માલ ખજાના, દાસ, દાસી, અનેક જાતના પશુઓ અને વાહનો પ્રાપ્ત કર્યા અને તેમાં રચ્યો પચ્યો પણ રહ્યો પણ આત્માનું શું? આને માટે વિચાર કરવો ઘટે. શ્રીમદ્ રાજચંદ્ર ફરીને માર્ગ ભૂલેલા જીવાત્માઓને સમજાવે છે કે--

'હું કોણ છું, ક્યાંથી થયો, શું સ્વરૂપ મારૂં છે ખરૂં,
કોના સંબંધે વળગણા છે, રાખું કે એ પર હરૂં;

એના વિચાર વિવેક પૂર્વક, શાંત ભાવે જો કર્યાં,
તો સર્વ આત્મિક જ્ઞાનના, સિદ્ધાંત તત્ત્વો અનુભવ્યાં.

ઉપરની વસ્તુનો વિવેકપૂર્વક વિચાર કરે અને તેમાં સત્સંગ, સતશ્રવણ, સત્ વાંચનના સુમેળથી સદ્બુદ્ધિ પ્રાપ્ત કરે. અને ઉન્નતિને માર્ગે વળે, તથા માનવતા પ્રાપ્ત કરે.

માનવતાના ચાર લક્ષણ-: સહજ સૌમ્યતા, સહજ-કોમળતા, નિરભિમાન, અને અનુકંપા. આ ચાર લક્ષણો પ્રાપ્ત કર્યે મનુષ્યમાં સાચા મનુષ્યત્વના લક્ષણો જોવામાં આવે છે.

ધર્મના ચાર પ્રકાર-: દાન, શીલ, તપ અને ભાવ.

દાનના પાંચ પ્રકાર છે. અભયદાન, સુપાત્રદાન, અનુકંપાદાન અને કીર્તિદાન.

ભાવના ચાર પ્રકારની છે-: મૈત્રી ભાવના, પ્રમોદભાવના, કરૂણા-ભાવના, મધ્યસ્થ ભાવના.

મૈત્રી ભાવના-: સર્વ જગતને પોતાની જેમ દેખે (सर्व आत्म भूतेषु) અને પોતાને જે રૂચે, તે તેમને રૂચે અને પોતાને જે ન રૂચે તે તેમને ન રૂચે, તે મુજબ યથાર્થ વ્યવહાર રાખે.

પ્રમોદ ભાવના-: ગુણી જનોને દેખી રાજી થવું અને ગુણીઓના ગુણને ગ્રહણ કરવા. સ્વદોષ દેખી તે ટાળવાં, એટલે દોષ પોતાના જોવા અને ગુણ પારકાના જોવા.

કરૂણા ભાવના-: દુઃખી દેખી દુઃખી થવું. તેની વૈયાવચ્ચ કરી, મન, વચન, કાયા અને ધને કરી, તેનું દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરવો.

માધ્યસ્થ્ય ભાવના-: ઉપેક્ષા અથવા ઉદાસીનતા. પાપી અને અધર્મી તરફ ઉદાસીનતા રાખવી પણ પાપ અને અધર્મની નિંદા કરી તેને નષ્ટ કરવાની કોશીશ કરવી. આ રીતે માનવતા પ્રાપ્ત કર્યા પછી, દાન, શીલ, તપ અને ભાવે, ચાર ભાવના ભાવતો, પાંત્રીશ માર્ગાનુસારીના ગુણો પ્રાપ્ત કરતો અને એકવીશ શ્રાવકના ગુણો પ્રાપ્ત

કરીને, તે બહિરાત્મા અંતરાત્મા થવા સન્માર્ગે ચઢે છે. અને ધર્મનો અધિકારી ગણાય છે.

જ્યાં વિષય ત્યાં જ કષાય. વિષયમાં ફસાએલો મનુષ્ય પોતાને કારાગૃહી સમજે છે ને કારાગૃહી જેમ કારાગૃહમાંથી છૂટવા પ્રયત્ન કરે, તેમ વિષય તરફ તે અનાશક્ત થાય છે અને આ રીતે વિષયથી દૂર ભાગી, ન્યાય અને નીતિથી આજીવિકા ઉત્પન્ન કરી, કષાયને શમીને, પાંચ ઇંદ્રિય અને મનને વશ કરી, આત્મા સાથે યુદ્ધ કરી તેના ષટ્રિપુને નિર્મૂલ કરવાના હેતુથી શમાવીને; પરપુદ્ગળમાંથી તેની દ્રષ્ટિ ફેરવી, જ્યારે આત્માભિમુખ દ્રષ્ટિ કરે છે ત્યારે તે સાત પ્રકૃતિનો ક્ષય કે ઉપશમ કરી સમ્યગ્દર્શન પ્રાપ્ત કરે છે.

જૈન એ જન્મથી થતો નથી પરંતુ ક્રમે ક્રમે રાગ, દ્વેષને જીતીને જૈન બને છે.

**સમ્યક્ત્વના પાંચ લક્ષણ**–: શમ, સમ્વેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્થા.

શમ એટલે કષાયોને શમાવવા, સમ્વેગ એટલે સંસારના બંધનોનો ભય. નિર્વેદ એટલે વિષયો ઉપર અનાશક્તિ (અણગમો). આસ્થા એટલે સત્સંગ, સદ્વાંચન અને સદ્બુદ્ધિથી જન્મતી શ્રદ્ધા.

જે સમયે સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે તે સમયે સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થાય છે, કારણ કે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન સહચારી છે. તેઓનો સંબંધ અવિનાભાવી છે.

સમકિતીને સંસાર લુખો અને સુકો લાગે છે. ન્યાય નીતિથી આજીવિકાના સાધન કરે પણ શેમાંય તેને આશક્તિ ન હોય, કારણ કે તે સમજે છે કે તે મારૂં નથી અને હું તેનો નથી. જે વસ્તુ વિનાશી છે, તે અંતવાન વસ્તુ અનંતતામાં શી રીતે સમાય ? સમ્યગ્દર્શન પ્રાપ્ત થવાને સમયે ભેદ બુદ્ધિ (કર્તવ્યા કર્તવ્ય બુદ્ધિ યા વિવેક) ઉત્પન્ન થાય છે. એટલે ભેદાભેદ જીવ–જીવનું જ્ઞાન થાય છે.

જ્ઞેય વસ્તુને જાણી, જાણ્યા પછી આદરવા જોગ આદરે છે ને

છાંડવા જોગ તે છાંડે છે. સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા પછી શ્રીમદ્ રાજચંદ્રના કહેવા અનુસાર "અપૂર્વ અવસર એવો ક્યારે આવશે" વિગેરેમાં બતાવેલા ગુણસ્થાન તે જીવ ક્રમે ક્રમે પ્રાપ્ત કરે છે અને સિદ્ધ ગતિને પામે છે કે જે તેનું ધ્યેય અર્થાત્ મોક્ષ (અવ્યાબાધ સુખ) છે. મોક્ષ એટલે મુક્તિ કે જે ધ્યેયે તે પહોંચ્યો, ત્યાં અનંત આત્મિક સુખની લહેરમાં તે સદાને માટે રહે છે, અને આ પ્રકારે અંતરાત્મામાંથી તે પરમાત્મા થાય છે.

સમ્યક્ત્વ અવિરતી છે. હવે પછી દેશવિરતી અને સર્વવિરતી આવે છે, એટલે શ્રાવક અને શ્રમણની સર્વ ક્રિયાઓ સમકિત પછીની જ ઉત્તમ ક્રિયાઓ ગણાય અને તે અનુસાર આવશ્યક ક્રિયાનો ખરો અધિકારી બને છે.

જો કે મિથ્યાત્વ આદિ પહેલા ત્રણ, જીવના ગુણ સ્થાન ગણાય છે. કારણકે જીવને તે ભૂમિકામાંથી ઉંચે ચઢવું છે, મિથ્યાત્વ ગુણ-સ્થાને કરાતી ક્રિયા શુભ અભ્યાસે, શુભ પુરૂષાર્થે, સત્સંગે, સદ્દવાંચને, સદ્દવિચારે, સદ્દભાવે સમ્યકત્વ સ્પર્શે છે.

આ પ્રમાણે જીવાજીવના ભેદ જાણી, શું આદરવા જોગ અને શું છાંડવા જોગ છે, તે સમ્યક્ પ્રકારે જાણ્યા પછી, આદરતો અને છાંડતો, સમ્યગ્જ્ઞાન સહિત, ચારિત્ર્ય અર્થાત્ ધર્મક્રિયા (આત્મક્રિયા) માં પ્રવેશ કરે છે.

ઉપર આપણે જોઇ ગયા તે જૈનધર્મનો જ્ઞાનમાર્ગ હતો. હવે જ્ઞાનમાર્ગે ક્રિયા શરૂ થાય છે.

## આવશ્યક

વૈદિક સમાજમાં સંધ્યાનું, પારસી લોકોમાં "ખોર દેહ અવસ્તા" નું, યહૂદી તથા ઈસાઈઓમાં 'પ્રાર્થના' નું, ઈસ્લામમાં

'નમાજ' નું જેટલું મહત્વ છે તેટલું જ મહત્વ જૈન સમાજમાં 'આવશ્યક' નું છે.

શાસ્ત્રમાં એવી આજ્ઞા છે કે પ્રથમ અને ચરમ તીર્થંકરના સાધુઓ "આવશ્યક નિયમિત કરે; તેમ છતાં જો તેઓ તે આજ્ઞાનું પાલન ન કરે તો તેઓને સાધુ-પદના અધિકારી પણ માની શકાતા નથી. શ્રાવકોમાં "આવશ્યક" નો પ્રચાર વૈકલ્પિક છે. અર્થાત્ જે ભાવુક અને નિયમવાળા હોય છે, તેઓ અવશ્ય કરે છે. બાર વ્રતધારી માટે 'આવશ્યક ફરજીઆત છે.

જે જે ક્રિયા અવશ્ય કરવા યોગ્ય છે, તેને આવશ્યક કહે છે. જે અન્તર્દષ્ટિ છે ને જેની દૃષ્ટિ આત્મા તરફ ઝૂકી છે અર્થાત્ જે સહજ સુખ વ્યક્ત કરવાના વિચાર તથા પ્રયત્નમાં લાગી રહેલ છે, તે ક્રિયાને "આવશ્યક" ક્રિયા કહે છે કે જે સમકિત્ આદિ ગુણોનો વિકાસ કરવામાં સહાયક હોય. અને જ્ઞાનાદિક ગુણો પ્રગટ કરવા અર્થે મદદ રૂપ હોય. આવી ક્રિયા-જ્ઞાન અને ક્રિયા-ઉભય પરિણામ રૂપ અથવા ઉપયોગપૂર્વક કરવાની છે.

સ્થૂલદૃષ્ટિએ આવશ્યક ક્રિયાના ૭ વિભાગ કરવામાં આવ્યા છે ૧ સામાયિક ૨ ચોવીસત્થો ૩ વંદણા ૪ પ્રતિક્રમણ ૫ કાયોત્સર્ગ ૬ પ્રત્યાખ્યાન. આ બધી ક્રિયા આત્મિક ક્રિયાઓ છે. ને આત્માના વિકાસ અર્થે જ કરવામાં આવે છે.

'આવશ્યક' ક્રિયાના સામાયિક અને પ્રતિક્રમણની ક્રિયા જરા વિસ્તારથી લખું છું. બાકીની બધી ક્રિયા સામાયિક અને પ્રતિક્રમણની જેમ જ આત્મોત્થાન કરાવવાવાળી છે. એક એક પાઠની ક્રિયા જો લખવા બેસું તો તેનો આરો આવે તેમ નથી.

ભગવંત મહાવીરે શાસ્ત્રોમાં બતાવ્યું છે કે પ્રમાદ બીલકુલ કરશો નહિ, એક સમયને માટે પણ નહિ, समयं गोयम मा पमायए પણ ઉત્થાન, બળ, કર્મ, વીર્ય, પુરૂષાકાર અને પરાક્રમ કરતાં કરતાં તમારા આત્માની ઉન્નતિ સાધ્યે જ જજો.

**સામાયિક:**—શ્રી ગૌતમ સ્વામી મહાવીર ભગવાનને પૂછે છે, હે ભગવાન્! સામાયિક ક્રિયાથી જીવને કયો લાભ પ્રાપ્ત થાય?

શ્રી મહાવીર પ્રભુ કહે છે કે, હે ગૌતમ! શત્રુ કે મિત્ર તરફ, મહેલ કે મસાણમાં સામ્યભાવરૂપ સામાયિક કરનાર જીવને સંપૂર્ણ પાપજનક યોગોનો ત્યાગ થાય છે, અતઃ નવીન કર્મનો બંધ થતો નથી, અને પૂર્વ કર્મોની નિર્જરા થાય છે; એમ સમસ્ત કર્મોની શીઘ્ર નિર્જરા થઈ મોક્ષ પ્રાપ્ત થાય છે. જે કોઈ પણ મોક્ષે ગયા, જાય છે અને જશે, તે સર્વ સામાયિકનો પ્રભાવ જ જાણવો.

સામાયિક, અર્થાત સમ+आय+इक, સમ એટલે રાગદ્વેષ રહિત મધ્યસ્થ પરિણામ, આય એટલે તે સમભાવથી ઉત્પન્ન થતું જ્ઞાન, દર્શન, ચારિત્ર્યરૂપ મોક્ષમાર્ગનો લાભ અને 'ઇક' એક પ્રત્યય રૂપે લાગેલ છે. જે વડે મોક્ષમાર્ગનો લાભદાયક ભાવ ઉપજે તે સામાયિક.

સામાયિકના ત્રણ પ્રકાર છે. સમ્યક્ત્વ સામાયિક, શ્રુત સામાયિક અને ચારિત્ર્ય સામાયિક. ચારિત્ર્ય સામાયિકના બે ભેદ, દેશવિરતિ સામાયિક અને સર્વવિરતી સામાયિક.

**પ્રતિક્રમણઃ**—શ્રી ગૌતમ સ્વામી પ્રભુને પૂછે છે કે હે ભગવાન્ પ્રતિક્રમણ કરવાથી જીવને શો લાભ થાય?

પ્રભુ કહે છે કે હે ગૌતમ! પ્રતિક્રમણ કરવાથી વ્રતના અતિચારો રૂંધાય છે, વળી જેણે વ્રતનાં છિદ્રો ઢાંક્યાં છે, એવો જીવ આશ્રવને રૂંધનાર થાય છે અને આશ્રવ રૂંધવાથી નિર્મળ ચારિત્રવાન થાય છે તથા પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ આઠ પ્રવચન માતાને વિષે ઉપયોગવંત તથા સંયમના યોગથી અભિન્ન તથા સંયમ યોગને વિષે સારી રીતે સાવધાન થઈ વિચરે છે.

પ્રતિક્રમણનો અર્થ એ છે કે પ્રમાદ-વશ શુભ યોગથી પડી જઈ અશુભ યોગને પ્રાપ્ત કર્યા બાદ ફરીથી શુભ યોગને પ્રાપ્ત કરવો. તથા અશુભ યોગને છોડી, ઉત્તરોત્તર શુભ યોગમાં વર્તવું, તે પણ

પ્રતિક્રમણ છે. પ્રાત એટલે પાછું અને ક્રમણ એટલે ફરવું, અર્થાત્ એક સ્થિતિમાં જઇને ફરીથી મૂળ સ્થિતિને પ્રાપ્ત કરવી તે પ્રતિક્રમણ કહેવાય. કેમ કે આ સ્થળે અંતર્દષ્ટિ વાળા આધ્યાત્મિક પુરુષોની જ 'આવશ્યક' ક્રિયાનો વિચાર કરવામાં આવે છે.

પ્રતિક્રમણના પાંચ પ્રકાર—: દૈવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક. કાળભેદથી ત્રણ પ્રકારના પ્રતિક્રમણ પણ કહ્યા છે. ભૂતકાળમાં લાગેલા દોષોની આલોચના કરવી, બીજું સંવર કરી વર્તમાનકાળના દોષોથી બચવું, ત્રીજું પ્રત્યાખ્યાન દ્વારા ભવિષ્યના દોષોને રોકવા, તે પ્રતિક્રમણ.

ઉત્તરોત્તર આત્માના વિશેષ શુદ્ધ સ્વરૂપમાં સ્થિત રહેવાની ઇચ્છા કરનાર અધિકારીઓએ એ પણ જાણવું જોઇએ કે પ્રતિક્રમણ કોનું કોનું કરવું જોઇએ. (૧) મિથ્યાત્વ, (૨) અવિરતી, (૩) પ્રમાદ, (૪) કષાય, (૫) અશુભ યોગ, એ પાંચનું પ્રતિક્રમણ કરવું જોઇએ, અર્થાત્ મિથ્યાત્વને છોડી સમ્યકત્વ, અવિરતીને છોડી વિરતી, પ્રમાદનો ત્યાગ કરી અપ્રમત્, કષાયનો ત્યાગ કરી ક્ષમા આદિ ગુણો, અશુભ યોગને છોડી આત્મ સ્વરૂપની પ્રાપ્તિ કરવી જોઇએ.

સામાન્ય રીતે પ્રતિક્રમણના બે ભેદ હોય છે, ને તેને દ્રવ્ય પ્રતિક્રમણ અને ભાવ પ્રતિક્રમણ કહેવાય છે. ભાવ પ્રતિક્રમણ જ ઉપાદેય છે, દ્રવ્ય પ્રતિક્રમણ નહિ. દ્રવ્ય પ્રતિક્રમણ તે છે કે જે દેખાવ માટે કરવામાં આવે છે. દોષોનું પ્રતિક્રમણ કર્યા પછી ફરીથી તે દોષોનું વારંવાર સેવન કરવું, તે દ્રવ્ય-પ્રતિક્રમણ કહેવાય. આથી આત્મ-શુદ્ધિ થવાને બદલે દંભ, અને કપટથી અન્ય દોષોની પણ પુષ્ટિ થાય છે. જેને માટે કુંભારના ઠામ ફોડી નાખનાર ક્ષુલ્લક સાધુનું દ્રષ્ટાંત પ્રસિદ્ધ છે.

જ્યારે ઇશ્વર કૃપા જેવી વસ્તુને જૈનધર્મમાં સ્થાન ન રહ્યું,

ત્યારે સ્વાભાવિક એ સિદ્ધ થયું કે મનુષ્યને તારનાર કે ડુબાડનાર તેના સ્વ-કર્મો છે, અને બહારની કોઈ વ્યક્તિ કે શક્તિનું કશું અવલંબન વિચારવાનું કે આશા ધરવાનું છે જ નહિ, આ જ કારણે આત્મ-મુક્તિના સાધન તરીકે જ્ઞાન અને તપને ખુબ જ પ્રાધાન્ય મળ્યું છે. પરિણામ એ આવ્યું છે કે જ્યારે માણસને બાહ્ય અવલંબન છૂટી ગયું, ત્યારે પોતાની ચાલુ પરિસ્થિતિનો, પોતાના ગુણ-દોષોનો, પોતાની અનેક ત્રુટિઓનો સતત્ વિચાર કરતાં થવાનું અને ગુણોને પુષ્ટ કરવાનું કામ, દોષોને નિવારવાનું કાર્ય વધારે અગત્યનું બન્યું. આને માટે તે જે ક્રિયા કરે છે, તેનું જ નામ પ્રતિક્રમણ ક્રિયા છે અને આત્મ-નિરીક્ષણનું તેનું મહદ્ કાર્ય હોઈ જૈન દર્શનમાં તેની પ્રધાનતા ઘણી જ છે.

પ્રતિક્ર. ક્રયા એટલે આત્મિક જીવનનું સરવૈયું. આ સરવૈયું દૈનિક, પાક્ષિક, ચાતુર્માસિક કે સાંવત્સરીક હોય, પણ તે દરેકનો આશય એ કે તે ક્રિયા કરનારો જીવાત્મા વિચારે કે તે હાલ ક્યાં છે, આગળ ક્યાં જવા માગે છે, અને ત્યાં પહોંચવા માટે પોતાની કઈ ભૂલ સુધારવી જોઈએ, કઈ શક્તિઓને વધારવી જોઈએ ! પ્રતિક્રમણ એટલે આત્માનું નિરીક્ષણ. વ્યાપારીઓને જેટલી વ્યાપારની અગત્યતા છે, તેટલી જ નામાની છે. નામા વિનાનો વ્યાપાર આંધળો છે, તેમ પ્રતિક્રમણ વિનાનો પુરૂષાર્થ પણ આ જ રીતે આંધળો છે.

જૈન દર્શન સમાજ દ્રષ્ટિએ પોતાને વિશ્વવ્યાપી મનાવે છે અને પોકારી પોકારીને કહે છે કે મુકિત પ્રાપ્ત કરવાનો અધિકાર જીવ માત્રને છે, માત્ર યોગ્યતા જોઈએ. આથી જ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવીકા એ ચારે અંગોને સંઘ તરીકે માને છે, અને તે બધાંને મોક્ષના સમાન અધિકારો પણ આપે છે. આવા ઉદાર શાસનના સિદ્ધાંતોમાં કેવળ એકાંત એક પક્ષને લાગુ પડતું કથન હોઈ જ શી રીતે શકે ? તેથી ગૃહસ્થ જીવનમાં પણ ત્યાગ સંભવે છે, અને તે

દૃષ્ટિ બિંદુને અનુલક્ષી ભગવાન મહાવીરે અણગારી અને આગારી એમ બે પ્રકારના માર્ગો સ્પષ્ટ બતાવ્યા છે. ઉત્તરાધ્યયનમાં ગૃહસ્થના ત્યાગની એક સ્થળે સ્પષ્ટ રેખા તરી આવે છે. सन्ति एगेहिं भिक्खुहिं गाहत्था संजमुत्तरा અર્થાત્ ઘણા કુસાધુઓ કરતાં સંયમી ગૃહસ્થો પણ ઉત્તમ હોય છે. સારાંશ કે ગૃહસ્થ જીવનમાં પણ મોક્ષની અભિલાષા સેવી શકાય છે. અને અલ્પાંશે ત્યાગ પણ કરી શકાય છે.

## જૈન ધર્મ ( વર્તમાન કાળમાં )

વર્તમાન કાળમાં ( પંચમ આરા રત ક્ષેત્રમાં મોક્ષનો લોપ થઈ જવાથી છઠ્ઠા અને સાતમા ગુણ સ્થાન સુધી યોગ્યતા અનુસાર જઈ શકાય છે. સાતમાની અપ્રમદ્દ ગુણસ્થાનની સ્થિતિ એક અંતર મુહૂર્તની છે, એટલે એક અંતર મુહુર્ત પછી પાછો છઠ્ઠામાં જાય છે, ત્યાંથી ઉચ્ચ શ્રેણીએ પરિણામની ધારાએ ચઢતાં સાતમા ગુણસ્થાને પહોંચે છે. આ રીતે છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનમાં તે આવજા કર્યા કરે છે, પરંતુ મહાવિદેહ ક્ષેત્રમાં કે જ્યાં સદાને માટે ચતુર્થ આરો હોય છે તે મોક્ષ સાધ્ય છે, ત્યાં જીવ વર્તમાનકાળે આઠમે ગુણસ્થાને ક્ષપકશ્રેણી અને ઉપશમ શ્રેણીએ ચઢે છે, ઉપશમ શ્રેણીએ ચઢતો જીવ, નવમે દશમે અને અગિઆરમે ગુણસ્થાને જઈ પાછો પડે છે, અને આઠમેથી ઉચ્ચ પરિણામની ધારાએ ઉપશમનો ક્ષય કરી પાછો ચડે છે, નહિંતર પહેલે ગુણસ્થાને આવી પડે છે. પણ ક્ષપક શ્રેણીએ ચઢેલો જીવ આઠમેથી નવમે, નવમેંથી દશમે અને અગિયારમું ગુણસ્થાન નહિ સ્પર્શતા, સીધો બારમે ગુણસ્થાને આવી ઉભો રહે છે. ત્યાં મોહનીય કર્મની અઠ્ઠાવીસ પ્રકૃતિનો ક્ષય કરી બારમાને અંત સમયે અને તેરમાને પ્રથમ સમયે મોહનીય, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય, એ ચાર ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન, કેવળ દર્શન પ્રાપ્ત કરી, ત્રિકાળ અને ત્રિલોક જ્ઞાની બની, લોકાલોકના ભાવને હસ્તામલકવત્ જુએ છે, પરમાત્મ પદે

પહોંચી નિશ્ચિત રીતે (નિયમા) તે જ ભવે મોક્ષે જાય છે. મોક્ષ એટલે મુક્તિ કે જ્યાં સુખની પરાકાષ્ઠા છે, જે જીવનું અંતિમ ધ્યેય છે, વૈદિક આદિ જે દશાને " જીવનમુક્તદશા " કહે છે.

સમકીત પ્રાપ્ત કરેલ જીવ એક ભવે, ત્રીજે ભવે અને પંદરમે ભવે નિયમા મોક્ષ જાય જ અને સમકીત વમી નાખ્યું હોય તો મોડામાં મોડો અર્ધપુદગળ–પરાવર્તમાં મોક્ષે જવાનો જ.

મોક્ષ ધ્યેયે બતાવેલી ઉપરની ક્રિયાઓ કરવા છતાં જીવાત્માઓના દુઃખો અને બંધનો શા માટે ઓછાં થતા નથી અને આત્મિક ઉન્નતિ કેમ દેખાતી નથી, તેનું એક માત્ર કારણ आणाए धम्मो આજ્ઞા એ જ ધર્મ છે, અને પ્રભુએ દીધેલી તે આજ્ઞાઓનું ઉલ્લંઘન કરી, તેનો નિરાદર કરી, શુષ્ક અને ચેતનહીન ક્રિયાઓ કરવાથી જ આ અવદશા દેખાય છે. આ ક્રિયાઓ ફકત શુષ્ક–એકલી જ નથી પણ તે જ્ઞાન રહિત પણ છે, કારણ કે આત્માને અનુલક્ષીને ફરમાવાએલી આજ્ઞા અનુસાર જ્ઞાન, સમજણ અને હેતુપૂર્વક આ ક્રિયાઓ જો કરવામાં આવે (સમ્યક્ પ્રકારે), તો સફળતા મળ્યા વગર રહે જ નહિ. આ ક્રિયાઓમાં રહેલું જ્ઞાન સદ્દગુરુના સંગથી જ પ્રાપ્ત થાય છે.

શ્રી ભગવતી સૂત્રમાં લખ્યું છે કે સદ્દગુરુના સંગથી દસ ગુણોની પ્રાપ્તિ થાય છે.

सवणे नाणे विनाणे, पच्चक्खाणे य संजमे
अणण्हए तवे चेव, वोदाणे अकिरिया सिद्धि

સુવર્ણ નગરીમાં બેઠેલા શ્રી કાનજી મહારાજ અત્યારે જે વાદનો પ્રચાર કરી રહ્યા છે, તેની તાત્ત્વિક નોંધ અહિં અસ્થાને નહિં ગણાય

તેઓ ક્રિયાને ઉથાપીને ફક્ત જ્ઞાનનો જ પ્રચાર કરી રહ્યા છે, અને ''ज्ञान क्रीयाभ्याम् मोक्षः' નો અર્થ તદ્દન જુદી રીતે કરે છે. ક્રિયાના તેમણે બે ભેદ પાડ્યા છે. જ્ઞપ્તિ ક્રિયા અને કરોતિ ક્રિયા. જ્ઞપ્તિ ક્રિયા આદરવા જોગ અર્થાત્ ઉપાદેય છે ને કરોતિ ક્રિયા હોય છે,

તેમ તેમનું કહેવું છે (જુઓ 'મોક્ષની ક્રિયા' પુસ્તક અને આત્મ-ધર્મ પત્ર). વહેવારને ઉથાપી, નિશ્ચય નયની જ વાતો કરી છે, પરંતુ સમયસારના અનુવાદક શ્રીમદ્ અમૃતચંદ્રાચાર્યના તત્વાર્થ-સારમાં ખુલ્લેખુલ્લું લખ્યું છે કે "નિશ્ચય નયને લક્ષ્યે વ્યવહારને ગ્રહણ કરવો જ જોઈએ, નિશ્ચયનય કાર્ય છે ને વ્યવહાર તેનું કારણ છે, માટે જે વ્યવહારને હેય સમજે છે તે ભ્રષ્ટ છે."

આ વસ્તુ જોઇ, દરેક લોકોએ ષટ્ દ્રવ્યનો અભ્યાસ સંપૂર્ણ રીતે કરવો જોઇએ કે જેથી કોઇ પણ વાદનો પ્રચાર કરતો મનુષ્ય કોઈ પક્ષને ખાડામાં ધકેલી ન શકે.

અંતે દરેક ધર્મ સાથે જૈન ધર્મને મૂકીને, તેના સિદ્ધાંત યથાર્થ પૂર્વક રાખીને, તેની જ્ઞાન દ્વારા ક્રિયાનો નિર્દેશ કરી, આ લેખ હું પરિપૂર્ણ કરૂં છું.

शिवम् अस्तु सर्वम् जगतः ॐ शांति शांति शांतिः वंदे मातरम्.

卐

# ધર્મમય જીવન
## શા માટે
# અને કેમ ગાળવું?

લેખકઃ મગનલાલ વનજીભાઈ માટલીઆ "ન્યાયતીર્થ"

(પાર્શ્વનાથ જૈન વિદ્યાશ્રમઃ બનારસ હિન્દુ યુનિવર્સિટી)

**મનુષ્ય જીવનનું મૂળ શું?**

કોઈપણ પ્રકારનું જીવન હો. તે કોઈ એક મુખ્ય તત્ત્વને લક્ષ્ય બનાવી અસ્તિત્વમાં આવે છે. મનુષ્ય જીવન પણ એક પ્રકારનું જીવન છે અને તેનું મૂળ ધર્મ છે. આ જ વસ્તુ બતાવતાં નીતિશાસ્ત્રકારો પણ કહે છે કેઃ-

> आहारनिद्राभयमैथुनं च
> सामान्यमेतत्पशुभिर्नराणाम् ।
> धर्मो हि तेषामधिको विशेषो
> धर्मेण हीनाः पशुभिः समानाः ॥—હિતોપદેશ.

મનુષ્ય જીવન અને પશુજીવનમાં ભેદ કરનાર માત્ર ધર્મ જ છે. સમ્પૂર્ણ માનવજીવનના આચાર અને વિચાર ધર્મને લક્ષ્યમાં રાખીને જ બનાવવામાં આવ્યા છે, બને છે અને ભવિષ્યમાં બનતા પણ રહેશે. માનવ સમાજની વિચારધારા પણ ધર્મ પર અવલંબિત છે. સંક્ષેપમાં મનુષ્ય જીવનની રચના ધર્મમૂલક છે. ધર્મરહિત જીવન, મનુષ્યજીવન કહેવાને યોગ્ય નથી.

**ધર્મની વ્યાખ્યા:-**

ધર્મની વ્યાખ્યા અનેક પ્રકારે કરવામાં આવેલી છે. જેમકે—

वत्थुसहावो धम्मो खमादि भावो य दसविहो धम्मो
रयणतयं च धम्मो जीवाणं रक्खणं धम्मो ॥

स्वामि कार्तिकेयानुप्रेक्षा

**અર્થાત્** (૧) વસ્તુનો સ્વભાવ તે ધર્મ (૨) ક્ષમા મુક્તિ આર્જવતા ઇત્યાદિ દશવિધ ભાવ તે ધર્મ (૩) જ્ઞાન દર્શન અને ચારિત્ર રૂપ તે ધર્મ (૪) પ્રાણીઓનું રક્ષણ તે ધર્મ.

આ પ્રમાણે વિવિધ પ્રકારે ધર્મની વ્યાખ્યા કરવામાં આવી છે, છતાં નિશ્ચય દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો છેવટની ત્રણે વ્યાખ્યાઓનો પહેલી વ્યાખ્યામાં સમાવેશ થઈ જાય છે. વસ્તુનો સ્વભાવ તે જ ધર્મ. ધર્મની આ વ્યાપક વ્યાખ્યા છે. આત્માનો સ્વભાવ જ્ઞાન, દર્શન, ચારિત્ર છે તો તે ત્રણે ધર્મ છે.

ધર્મની આ વ્યાપક વ્યાખ્યા હોવા છતાં બીજા પ્રકારે જે જે વ્યાખ્યાઓ કરવામાં આવેલ છે તે માત્ર ભેદ નયની અપેક્ષાએ કરેલી છે. નિશ્ચય દૃષ્ટિએ તો બધી વ્યાખ્યાઓનો પહેલીમાં જ સમાવેશ થાય છે.

**ધર્મનું સ્વરૂપ:-**

પ્રાચીન જૈન આગમોમાં ધર્મનું સ્વરૂપ બહુ સરલ અને ઉમદા રીતે બતાવેલ છે. યથા:—

धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो

दशवैकालिक १-१

અહિંસા, સંયમ અને તપ એ ત્રણે ધર્મનાં કારણો છે. કારણમાં

કાર્યનો ઉપચાર થાય છે એટલે ઉપરોક્ત ત્રણે વસ્તુ ધર્મ છે, એમ કહીએ તો જરાપણ ખોટું નથી. અહિંસા એટલે પ્રાણીઓના વધથી અટકવું. કારણકે બધા જીવો જીવવાને ઇચ્છે છે. મરવું કોઇને પણ પસંદ નથી. માટે[1] જ્ઞાનીના જ્ઞાનનો સાર એ જ છે કે તે કોઇપણ જીવની ઘાત ન કરે.

પાપનાં દ્વારોને અટકાવવાં તે સંયમ છે. અહિં પ્રશ્ન થાય છે કે, ખરી રીતે તો અહિંસા એજ સંયમ છે. તો પછી અહિંસાથી પૃથક્‌પણે સંયમ શબ્દ શા માટે વાપર્યો?

સંયમ અહિંસાનો ઉપકારી છે, વળી અહિંસા ભાવતઃ હોય છે એટલે બંનેમાં ભેદ છે.

અનેક ભવોમાં લાગેલ આઠ પ્રકારના કર્મને જે આત્માથી પૃથક્ કરે છે તે તપ છે. આ તપ બે પ્રકારનું છે. બાહ્ય અને આભ્યંતર. બાહ્યતપ અનશનાદિ ભેદથી છ પ્રકારનું છે. અને આભ્યંતર તપ પણ પ્રાયશ્ચિતાદિ ભેદથી છ પ્રકારનું છે.

## ધર્મનું વિશ્લેષણ

ઉપર અહિંસા સંયમ અને તપરૂપ ધર્મ બતાવવાથી દરેકને આ પ્રશ્ન અવશ્ય થાય છે કે, જૈનસાધુ–શ્રાવકો ખાવું પીવું, ઇત્યાદિ જીવન ઉપયોગી ક્રિયાઓ કરે છે તેમાં હિંસા અવશ્ય થાય છે, છતાં પોતે ધાર્મિક હોવાનો દાવો કરે છે. આ વસ્તુ કેવી રીતે ઘટે?

આના ઉત્તરમાં જૈનતાર્કિકોએ ધર્મનું વિશ્લેષણ કરતાં કહ્યું કે કેવળ બાહ્ય પ્રાણનાશ અધર્મ નથી. વાસ્તવિક રીતે પ્રમાદ એ જ

---

१ एयं खु नाणिणो सारं जन्न हिंसइ किंचण।
अहिंसा समयं चेव एतावन्तं वियाणियां॥

સૂત્રકૃતાંગ ૧–૧–૮–૧૦

અધર્મ છે. પ્રમાદપૂર્વક:—રાગદ્વેષપૂર્વક કરાતી ક્રિયા અધર્મ છે. સાધુ શ્રાવકો જીવનોપયોગી ક્રિયા અપ્રમાદપણે કરે છે એટલે તેમનો ધાર્મિકપણાનો દાવો બરાબર છે.

જૈન સિદ્ધાન્તોમાં પણ છે કે—

पमाय कम्ममाहंसु अपमाय तहावरं

સૂત્રકૃતાંગ ૧–૮–૩

પ્રમાદ એજ અધર્મ છે. તે જ કર્મબન્ધનનું કારણ છે. અપ્રમાદપૂર્વક કરાતી ક્રિયા નિર્જરાગુણની વર્ધક છે. એક માણસ બાહ્ય પાપકારી ક્રિયાઓ કરતો નથી પણ પ્રમાદી–રાગદ્વેષી છે તો તે મહા અધર્મી છે. કારણ કે—

स्वयमेवात्मनाऽऽत्मानं हिनस्त्यात्मा प्रमादवान्

સર્વાર્થસિદ્ધિ

અર્થાત્ પ્રમાદી પુરુષ પહેલાં તો પોતાના આત્માનો ઘાતક છે માટે તેથી વિશેષ અધર્મી કોણ હોય! સંક્ષેપમાં પ્રમાદ–અસંયમ–રાગદ્વેષ એજ અધર્મ છે. ઉપેક્ષા ભાવથી કરાતી ક્રિયા ધાર્મિકતાની પોષક છે.

**ધર્મના સ્વરૂપનો ક્રમિક વિકાસ:—**

અહિંસા, સંયમ અને તપરૂપ તાત્ત્વિક ધર્મસિદ્ધાન્તો બધા ધર્મ સંસ્થાપકોએ સ્વીકારેલ છે. એટલે આપણે જાણી શકીએ છીએ કે ધર્મના સિદ્ધાન્તો અહિંસાદિ આજકાલના નથી પરંતુ ઘણા પ્રાચીન છે. પરંતુ મનુષ્યોને પોતાના જીવનોપયોગી વસ્તુઓની આવશ્યકતા વધવાથી તથા એકમાંથી અનેક ધર્મપરંપરાઓનો ઉદ્ભવ થવાથી ધર્મ સમ્બન્ધી વિચાર અને આચારમાં સર્વતોમુખી વિકાસ થયો છે.

સૌથી પ્રથમ બે ધર્મ પરંપરાઓ પરસ્પર સ્વતંત્રપણે વહેતી હતી. એક શ્રમણ પરંપરા અને બીજી બ્રાહ્મણ પરંપરા. શ્રમણધર્મ ત્યાગી અને આધ્યાત્મિક જીવન ઉપર વિશેષ ભાર મૂકતો હતો, જ્યારે

બ્રાહ્મણધર્મ ચતુર્વિધ આશ્રમની વ્યવસ્થા કરીને માત્ર વ્યાવહારિક જીવનને મહત્વ આપતો હતો.

આ પ્રમાણે બન્ને ધર્મોની જીવન વ્યવસ્થામાં ભિન્નતા હોવાથી તાત્વિક ધર્મસિદ્ધાંતોમાં સામાન્યપણે કોઈ મતભેદ ન હોવા છતાં પણ તે ધર્મ સિદ્ધાન્તોનો જીવનમાં કેવી રીતે અમલ કરવો તે વિષયમાં ગંભીર મતભેદ હતો.

વખત જતાં શ્રમણધર્મપરંપરામાં શ્રમણ ભગવાન મહાવીર ઉત્પન્ન થયા. વર્તમાનમાં તેમના ઉપદેશભૂત આચારાંગ આદિ સૂત્રો જોતાં માલુમ પડે છે કે, તેમના વખતમાં ધર્મનો ખૂબ વિકાસ થયો છે.

ભગવાન મહાવીર તથા ભગવાન બુધ્ધે ધર્મના મૂળ અંગભૂત અહિંસા સિદ્ધાન્તને વિકસાવવા માટે સૌ પ્રથમ તો યાજ્ઞિક હિંસા સામે બંડ ઉઠાવ્યું. આથી મીમાંસકોએ જૈનો તથા બૌદ્ધોને પ્રશ્ન કર્યો કે તમો પણ જીવનોપયોગી આવશ્યક ક્રિયાઓ તથા ધાર્મિક ક્રિયાકાંડો કરો છો તેમાં હિંસા અવશ્ય થાય છે. તો પછી તમો પણ સમ્પૂર્ણપણે ધાર્મિક જીવન ગાળો છો તે કેમ માની શકાય?

આ પ્રમાણેના ખંડન મંડનમાં જૈન તથા બૌદ્ધોએ નક્કી કર્યું કે પ્રમાદ એજ અધર્મ છે. પછી જૈન શ્રમણો એ તાત્વિક ધર્મસિદ્ધાન્તોને નવકોટિકપણે જીવનમાં લાવવા લાગ્યા ત્યારે મધ્યમમાર્ગી બૌદ્ધોએ તેનો સ્વીકાર કર્યો નહિ.

પરિણામે બંને વચ્ચે શાસ્ત્રાર્થ અને વાદવિવાદો ચાલવા લાગ્યા, જેમાં ધર્મનું સ્વરૂપ વધારે સ્પષ્ટ થયું.

જૈન સાધુઓની અંદર પણ પરસ્પર આચારના વિષયમાં મતભેદ થયો અને જૈન સમાજ શ્વેતામ્બર અને દિગંબર એમ બે વિભાગમાં વિભક્ત થઈ ગયો.

દિગંબરોએ શ્વેતામ્બરો ઉપર આક્ષેપ કર્યો કે તમે વસ્ત્ર રાખો છો અને તેને ફાડો છો, ફાડતી વખતે તેમાંથી રજકણ ઉડે છે તે બીજા પરમાણુઓને ધક્કો મારે છે, તે પરમાણુઓ બીજા પરમાણુઓને ધક્કો મારે છે અને પરિણામે જીવહિંસા થાય છે, તેથી તમો (શ્વેતાંબર સાધુઓ) સમ્પૂર્ણ ધર્મનું પાલન કરનારા નથી.

આ આક્ષેપના ઉત્તરમાં શ્વેતામ્બરોએ કહ્યું કે તમે અમને વસ્ત્ર ફાડવાની ના પાડો છો ત્યારે તમે બોલો છો તથા હાથ પણ હલાવો છો તેમાં જીવહિંસા જરૂર થાય છે માટે તમે પણ સમ્પૂર્ણ ધાર્મિકતાનો દાવો કરો છો તે નિરર્થક છે.

આ તર્ક જો કે બીલકુલ નીરસ છે છતાં અહિં જોવાનું તો એજ છે કે ધર્મના સ્વરૂપના વિકાસમાં કેટલો બધો સૂક્ષ્મ તર્ક થયો છે.

### ધર્મના વિકાસનો યશ

ધર્મના વિકાસનો તમામ યશ ભગવાન મહાવીરને ફાળે જાય છે એમ કહીએ તો જરા પણ અતિશયોક્તિ નથી. ધર્મના વિકાસમાં તેમનું તપોબળ એજ મુખ્ય કારણ હતું.

જો કે ભગવાન મહાવીરની પહેલાં ભગવાન પાર્શ્વનાથ થઈ ગયેલા. તેમણે પણ ધર્મના વિકાસમાં પ્રયત્ન કરેલો પરંતુ ભગવાન મહાવીરે જેટલો પ્રયત્ન કર્યો છે તેટલો તેઓએ કરેલ નથી.

ભગવાન મહાવીરની પછી સિદ્ધસેન, હરિભદ્ર, હેમચંદ્ર ઈત્યાદિ આચાર્યોએ પણ ધર્મના વિકાસમાં પરવાદીઓ સાથે શાસ્ત્રાર્થ અને વાદવિવાદ કરી ઘણો સક્રિય ફાળો આપ્યો છે. પરંતુ ભગવાન મહાવીર જેટલું તપોબળ તથા જ્ઞાનબળ ન હોવાથી તે આચાર્યોએ છલ અને નિગ્રહનો ઘણી વખત આશ્રય લીધો છે. એટલે તે આચાર્યોને ફાળે પણ ધર્મના વિકાસનો યશ જાય છે.

**ધર્મની પ્રાથમિક ભૂમિકાઃ-**

ધર્મની પ્રથમ ભૂમિકા સમભાવ છે. સમભાવની વૃદ્ધિ થાય તેમ પ્રયત્ન કરવો જોઇએ. વર્તમાનમાં પ્રત્યેક ધર્મમાં પોતાની માન્યતા મુજબ અમુક ધર્મના સાધનને પ્રધાનસ્થાન આપી તેના ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે. દાખલા તરીકે જૈનો સામાયિક-પ્રતિક્રમણ ઉપર વિશેષ મહત્વ આપે છે. બ્રાહ્મણો પૂજાપાઠ, સ્નાન ઇત્યાદિને મહત્વ આપે છે. મુસલમાનો નમાજને પ્રધાન સ્થાન આપે છે.

આ પ્રમાણે દરેક પોતપોતાનાં ધર્મસાધનોને મહત્વ આપે છે એટલું જ નહિં પરંતુ તે અનુષ્ઠાનોનાં વિધિવિધાન ત્રણે કાળ અબાધિત હોવાં જોઇએ કે માનવ સમાજની પરિસ્થિતિ અનુસાર, તેના વિધિ નિષેધોમાં ફેરફાર કરવો જોઇએ કે નહિં તેનો વિચાર કર્યા વગર તે જ ધર્મસાધનોને પોષવાનો મતાગ્રહ રાખે છે અને તેનાં પરિણામો તો એટલાં બધાં કટુ આવે છે કે જેથી સમાજની શક્તિનો પ્રતિદિન હ્રાસ થાય છે તથા કજીયા કલેશો વધતા જ જાય છે. પોતપોતાના માનેલા સાધનોને મતાગ્રહપણે પોષવાથી ધર્મની ખીલવણી નથી પરંતુ સમભાવવૃત્તિની જેમ જેમ અને જેટલી જેટલી ખીલવણી થતી જશે તેમ તેમ અહિંસા, સત્ય ઇત્યાદિ લોકોત્તર ધર્મોનો વિકાસ થશે.

સત્ય ધર્મનું સ્વરૂપ સમભાવ વિના કદાપિ સમજી શકાશે નહિ. ધર્મનું સત્યસ્વરૂપ સમજવાનું મુખ્ય અને પ્રબળ સાધન સમભાવ-વૃત્તિ છે.

સર્વ ધર્મો પ્રત્યે સમભાવનાના સંસ્કારો કેળવવા તે ધર્મની પ્રાથમિક ભૂમિકા છે.

પોતપોતાના માનેલ સાધનોને કદાગ્રહથી પોષવાં તથા પારકાના

માનેલાં સાધનો પ્રત્યે વિરોધ દાખવવાથી ઘણાં ભયંકર પરિણામો આવ્યાં છે, અને તે પરિણામો સમાજને કેવી રીતે સહન કરવાં પડયાં છે, તે તો ભારતીય ધર્મોનો ઇતિહાસ જોવાથી માલુમ પડે છે.

ધર્મના નામે કેટલી લડાઇઓ જાગી, તેમાં કેટલા માણુસોના જાન ગયા અને આખરે સમાજને શું સહન કરવું પડયું તે જ્યારે વાંચીએ છીએ ત્યારે નિઃસંકોચપણે કહી શકીએ છીએ કે આ બધું પરિણામ કદાગ્રહને આભારી છે.

માટે સૌથી પ્રથમ તો સર્વધર્મ સમભાવ-વૃત્તિ કેળવવી જોઇએ, એજ ધર્મની પહેલી ભૂમિકા છે. સમવૃત્તિને લીધે માણુસ આખરે સત્યધર્મને પામી શકે છે, પણ કદાગ્રહથી નહિં.

**ધર્મ એ શું છે?**

Religion is not a creed but an experience ધર્મ તે સિદ્ધાન્ત નથી પણ અનુભવ છે. ઇશ્વરતત્ત્વ શું છે, મનુષ્યની ફરજ શું છે ઇત્યાદિ સિદ્ધાન્તોનું જ્ઞાન થવાથી માણુસ ધર્મી બની શકતો નથી.

ધર્મ તે આત્માનું બંધારણ છે. આત્મા અમુક પ્રકારના જીવનમાં પહોંચે ત્યારે તે ધર્મી કહી શકાય છે. ધર્મ બતાવે છે કે મનુષ્યાત્મા અને ઇશ્વરાત્મા બન્ને આત્મત્વની અપેક્ષાએ સમાન છે. ઇશ્વરાત્માની બધી શક્તિઓ વિકસેલી છે જ્યારે મનુષ્યાત્મામાં તે શક્તિઓ સત્તા-રૂપે રહેલ છે. મનુષ્યાત્મા પ્રયત્ન કરે તો તે ઇશ્વરાત્મા બની શકે છે. એટલે કે ધર્મ, ઇશ્વરાત્માના સાક્ષાત્કારનું સાધન છે.

વળી ધર્મ તે દર્પણ છે. જેમ દર્પણ જોવાથી આપણી જેવી સ્થિતિ હોય છે તેવી જ સ્થિતિ દેખાય છે તથા કયાં કયાં ડાઘ છે

તે પણ દેખાઈ આવે છે, તેવી જ રીતે ધર્મ પણ આપણે વર્તમાનમાં કઈ સ્થિતિમાં છીએ અને આપણા જીવનમાં ક્યાં ક્યાં ભૂલો થાય છે તે બતાવનાર છે.

જીવનની અંદર ધર્મ એલાર્મનું કામ કરે છે. જેમ ભરનિંદ્રામાં સૂતેલા માણસને એલાર્મ જગાડી દે છે તેમ ધર્મ પણ આત્માને દુર્ગુણમાં પડતાં બચાવી લઈ સત્યમાર્ગ તરફ જવા પ્રેરણા કરે છે.

ધર્મ, જીવનનો નકશો બતાવે છે. બાકી ત્યાં જવાનું તો આપણે જ રહે છે. નકશામાં રાજકોટ જોવાથી ત્યાં પહોંચી જવાતું નથી પરંતુ ત્યાં જવું પડે છે. ધર્મ તો જીવનમાર્ગનો નિર્દેશક છે.

**ધર્મનું મૂળ શું ?**

શ્રી દશવૈકાલિક સૂત્રમાં ધર્મનું મૂળ બતાવતાં કહ્યું છે કે—

मूलाओ खंधप्पभवो दुमस्स
खंधाउ पच्छा समुवेन्ति साहा ।
साहाप्पसाहा विरुहन्ति पत्ता
तओ य से पुप्फं फलं रसो य ॥
एवं धम्मस्स विणओ मूलं परमो से मोक्खो ।
जेण किर्त्ति सुयंसिग्घं निस्सेसं चाभिगच्छइ ॥

દશવૈકાલિક ૯–૨–૧–૨

અર્થાત્ વૃક્ષના મૂળમાંથી સ્કંધ થાય છે. તેમાંથી શાખાઓ થાય છે. તેમાં પાંદડાં થાય છે. પછી ક્રમશઃ ફૂલ, ફલ, રસ થાય છે તેમ ધર્મનું મૂળ વિનય છે અને તેનો અંતિમ રસ તે મોક્ષ છે. વિનયથી કીર્તિ તથા શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત થાય છે.

ધર્મનું મૂળ વિનય છે. આ બાબતમાં કોઈપણ ધર્મને મતભેદ નથી. બધા સહમત છે.

**ધર્મની જીવનમાં જરૂરીઆત:-**

અત્યારની ઉગતી પ્રજામાં ધર્મ એ ધતીંગ છે, વ્યાવહારિક જીવનવાળાઓ માટે ધર્મ નકામી વસ્તુ છે, ઇત્યાદિ ધર્મ વિરોધી અનેક ભાવનાઓ ઉત્પન્ન થાય છે. વળી તેઓ કહે છે કે ધર્મ પરલોક સાધક છે. ઇહિલોકનો સાધક નથી. એટલે તેઓ પ્રયત્ન છોડી દઇ માત્ર ભાગ્ય ઉપર આધાર રાખતા થઇ જાય છે. પરંતુ વસ્તુતઃ તેમ નથી.

રાજ્યસત્તા જેમ શાન્તિ અને સુવ્યવસ્થા માટે કાયદાઓ ઘડે છે તેવી રીતે ઉચ્ચ માનસશાસ્ત્રીઓએ પણ સમાજને માટે બંધારણ બાંધી આપ્યું છે.

રાજ્યનું બંધારણ કાયદાને નામે ઓળખાય છે ત્યારે વિદ્વાન માનસશાસ્ત્રીઓએ ઘડેલું બંધારણ નીતિમાર્ગના નામે ઓળખાય છે.

માનસશાસ્ત્રીઓનું આ બંધારણ પોતે કાંઇ ધર્મ નથી પરંતુ તે બંધારણને લીધે થતી કષાયોની મુક્તિ એજ ધર્મ છે.

જીવનમાં ધર્મનું સ્થાન અતિ મહત્વનું છે. જીવન નીતિમય, સુવ્યવસ્થિત અને આદર્શ બને તે માટે ધર્મની આવશ્યકતા છે.

જીવનને આદર્શ બનાવવા માટે અહિંસાપાલન, સત્યાચરણ, અચૌર્ય ઇત્યાદિ ધર્મ સાધનોની ખૂબ જરૂર છે.

આ સાધનોની ઉપેક્ષા કરીને કોઇનું જીવન આદર્શ થઇ શકયું નથી. માટે તે ધર્મસાધનો પરમોપકારી તથા આદરણીય છે.

**ધર્મ ન હોય તો શી હાનિ ?**

મનુષ્ય-જીવનમાં અનેક પ્રકારના ભાતભાતના તરંગો ઉત્પન્ન થયા કરે છે. અને સમાજ સંગઠન વ્યવસ્થિત ન હોવાથી તે તરંગોને વેગ મળે છે. આવા પ્રસંગે મનુષ્યને સત્યમાર્ગ ઉપર લઇ જનાર અને

નિયમમાં રાખનાર જો કોઈ ન હોય તો તે વિકૃતિના માર્ગમાં એક-દમ પટકાઈ પડે છે; એટલા માટે મહાત્માઓએ નિયમો અને બંધારણ ઘડી કાઢ્યું કે જેથી માણસ સદા સાવચેતીથી રહી શકે.

વળી જો ધર્મ ન હોય તો જીવનની પ્રગતિ અટકી પડે છે. પરિણામે આત્માને ચોંટેલો મેલ દૂર થઈ શકતો નથી. અને તેથી આત્મા સદા સત્યથી વેગળો રહે એટલા માટે જો ધર્મ ન હોય તો માણસ ઘાંચીના બળદની માફક સંસારમાં રખડયા કરે છે. સંસારમાંથી પાર લઈ જનાર સહાયક ધર્મ છે.

ધર્મનું ધ્યેયઃ—

જ્યારે જીવનમાં ધર્મની આટલી બધી આવશ્યકતા છે ત્યારે સૌથી પ્રથમ આ પ્રશ્ન થાય છે કે ધર્મનું ધ્યેય શું હશે? કયા ઉદ્દેશ્યને ખ્યાલમાં રાખીને ધર્મતત્વની શોધ થઈ હશે?

વિચારપૂર્વક ધર્મશાસ્ત્રો જોવાથી માલુમ પડે છે કે ધર્મનું ધ્યેય માનવજીવનને સુદૃઢ અને વ્યવસ્થિત કરવાનું છે.

મનુષ્યને પોતાની ફરજોનું ભાન કરાવવું એજ ધર્મનું ધ્યેય છે. વ્યક્તિગત રીતે અને સામાજીક રીતે માણસે શું શું કરવું જોઈએ તે ધર્મ બતાવે છે. ઘણા લોકો પ્રત્યક્ષ સુખવાદ કે પરલોકવાદને ધર્મનું ધ્યેય માને છે પરંતુ તેને ગૌણ કરી પહેલાં કહેલા ધ્યેયને સ્વીકારવું જોઈએ. એ ધ્યેયથી માણસ પુરુષાર્થી બનશે અને કુટુમ્બ, નગર અને રાષ્ટ્ર પ્રત્યેની પોતાની ફરજો સમજી તેમને અદા કરવામાં મહા-પુરુષાર્થી બનશે અને આખરે જગતમાં નવરચના સ્થપાઈ જઈ બધા સુખશાન્તિપૂર્વક સંસારમાં જીવી શકશે. બાકી પરલોકવાદને ધર્મના ધ્યેય તરીકે સ્વીકારવાથી માણસ ભાગ્યવાદી થઈ જવાનો ભય રહે છે. માટે તેને મુખ્યરૂપ ન આપતાં ગૌણસ્થાન આપવું જોઈએ.

### ધર્મની મર્યાદાઃ—

જૈન તીર્થંકરો આધ્યાત્મિકરૂપી સાયન્સના પ્રખર સાયન્ટીસ્ટો હતા. તેમણે જોયું કે ધર્મનું સર્વાંશે પાલન કરવું તે બધા માટે અશક્ય છે એટલે તેમણે ધર્મની ધારાને બે વિભાગમાં વિભક્ત કરીઃ— (૧) અણગાર ધર્મ (૨) આગાર ધર્મ. પરંતુ સૌથી પ્રથમ તો એજ વિચારવાનું રહે છે કે ધર્મ શેમાં સમજવો અને અધર્મ શેમાં સમજવો ?

રાગદ્વેષ એજ અધર્મ છે. તત્પૂર્વક કરાતી પ્રવૃત્તિ પાપકારી છે. જ્યારે ઉપેક્ષાભાવ તે ધર્મ છે. બાહ્ય ક્રિયા ઉપર ધર્મ કે અધર્મનો આધાર નથી. દા. ત. તંદુલમત્સ્ય કોઈપણ જીવને મારતો નથી પરંતુ તેની ભાવના પ્રતિદિન મારવાની છે તેથી તે અધર્મી છે. ત્યારે જો ધર્મરક્ષાને માટે કે અન્યાયને અટકાવવા માટે લડાઈ કરવી પડે તો તે અધર્મ નથી પરંતુ ધર્મ છે. ધર્મ માણસને નમાલાપણું કે કાયરતા શીખવાડતો નથી. પરંતુ માણસને સાત્ત્વિક પ્રકૃતિનો બનાવવો એમાં જ ધર્મની મર્યાદા રહેલી છે.

ધર્મ ઉદ્દામ પ્રકૃતિને છોડાવી સાત્ત્વિક પ્રકૃતિને અપનાવવાનું કહે છે. સાત્વિક બનવા માટે ધર્મ અમૂલ્ય ઔષધી છે. ધર્મ માણસને નકામો બનાવતો નથી પરંતુ સાત્વિકતાપૂર્વક કુટુંબપાલન અને આત્મરક્ષણ કરવામાં જ માણસને પ્રેરિત કરે છે. અને તેમાં જ પોતાના મર્યાદાને કબુલ કરે છે.

### ધર્મ અને નીતિઃ—

ધર્મ અને નીતિનો પરસ્પર અત્યંત સંબંધ છે. નીતિ એ ધર્મનું પહેલું પગથીયું છે. નીતિ વિના ધર્મ કદાપિ ટકી શકે જ નહિં. ધર્મનો એકડો નીતિથી શરૂ થાય છે, માટે આપણે જોઈ શકીએ છીએ કે ધર્મ કરતાં પણ નીતિની કેટલી બધી આવશ્યકતા છે. માટે ધાર્મિક અનુષ્ઠાનો તરફ જેટલું ધ્યાન આપીએ છીએ તેથી પણ

વિશેષ ધ્યાન નીતિ તરફ આપવું જોઇએ. નૈતિક જીવન તે આદર્શ જીવનનું પહેલું સોપાન છે. નૈતિક જીવનનો જેટલે અંશે વિકાસ થાય છે તેટલે અંશે ધાર્મિક તત્વનો પણ વિકાસ થાય છે. એ વાત નિસંશય છે કે નૈતિક પતન તે આદર્શ જીવનના પતનનું કારણ છે.

હિંદુ ધર્મ, બૌદ્ધધર્મ, જૈન ધર્મ ઇત્યાદિ ધર્મોની અંદર નીતિને ઉચ્ચ સ્થાન આપવામાં આવેલ છે. જૈનધર્મની અંદર બાર વ્રતોની જે વ્યવસ્થા છે તે પણ નીતિને દૃષ્ટિમાં રાખીને જ બનાવવામાં આવી છે. બાર વ્રતો પૈકી પહેલા નવ વ્રતો તો બરાબર નીતિને અનુસરનારાં જ છે. છેલ્લાં ત્રણ વ્રતોને ક્રિયાત્મક કહી શકાય નહિં.

### વર્તમાનમાં ધર્મનો વિપર્યાસઃ—

આજ લગભગ ૫ વર્ષ થયાં અધર્મ અને અનીતિનું તાંડવ ખૂબ ફેલાયેલ છે. માનવ માનવનો સંહાર કરવા તૈયાર છે. જેમ સૂર્ય ઉપર વાદળાં આવવાથી તે ઢંકાઇ જાય છે અને તેથી દિવસ રાત્રિના ભેદની ખબર પડતી નથી તેમ માણુસોના હૃદય ઉપર હિંસા, અસત્ય, ચોરી વગેરે આસુરી ગુણોએ પોતાનું સામ્રાજ્ય જમાવ્યું છે તેથી મનુષ્યો ધર્મ અને અધર્મના ભેદને વસ્તુતઃ સમજી શકતા નથી.

દરરોજ ધર્મસ્થાનકમાં જઇને ધર્મક્રિયા કરનારાઓ ભાઇભાઇ સાથે પરસ્પર લડવામાં અધર્મ સમજતા નથી. મૂડીવાદી લોકો જે હાથથી લાખો રૂપીઆનું દાન કરે છે તે જ હાથથી બીચારા ગરીબ અને અજ્ઞાન લોકો પાસેથી ૩ ગણા ૪ ગણા વ્યાજ લેવામાં જરા પણ અધર્મ સમજતા નથી. પાણીને ગાળીને પીનારા તથા કીડી મકોડાની દયા પાળનારા જૈનો પણ મોટાં મોટાં કારખાનાં ચલાવવામાં અધર્મ સમજતા નથી. ધર્મસ્થાનકોમાં અહિંસા અને વિશ્વબન્ધુત્વ ઉપર

મોટાં મોટાં ભાષણો આપનાર ધર્મગુરુઓ એક બીજાની નિંદા કરવામાં અધર્મ સમજતા જ નથી.

આ પ્રમાણે આજે માણસો ધર્મનો બીલકુલ વિપર્યાસ કરી બેઠા છે. માત્ર ક્રિયાકાંડમાં જ ધર્મ માની રચ્યા પચ્યા રહે છે.

**જીવન વ્યવહારમાં ધર્મનો અભાવઃ—**

જીવન-વ્યવહારમાં તો જૈનો વ્યાપાર લઇને બેસી ગયા છે. અને કહે છે કે વ્યાપારમાં ધર્મનું પાલન થઇ શકે નહિ. સટ્ટો કરવો ઇત્યાદિ વ્યાપારમાં ધર્મ પળી શકે નહિ. જીવન-વ્યવહારના સામાજીક ક્ષેત્ર તરફ દૃષ્ટિ નાખીએ તો આજનો સમાજ કેટલો બધો ભયંકર અને કઠોર હૃદયવાળો છે કે તે જે વિધવાઓ વૈધવ્યતાનો ભાર ઉઠાવવા સમર્થ નથી તેમના ઉપર ફરજીયાત વૈધવ્યતાનો ભાર ઉપડાવે છે. વળી સામાજીક જીવનક્ષેત્રનો પાયો "લગ્ન" છે. પરંતુ જૈન સાધુઓ તો લગ્નને સંસારબંધનનું કારણ કહી ઉડાવી મૂકે છે. જો માત્ર કામવાસનાની તૃપ્તિને માટે જ લગ્ન કરવામાં ન આવતું હોય તો તે મહાપવિત્ર વસ્તુ છે.

જીવન વ્યવહારના રાષ્ટ્રીય ક્ષેત્રમાં પણ ધર્મનો અભાવ સ્પષ્ટ-પણે દેખાઇ આવે છે કે જૈનો રાષ્ટ્રીય લડતમાં જનારા નવયુવકોને "विरुध्धरज्जाइ कम्मे" નામનો અતિચાર બતાવી નવયુવક જૈનોના ઉત્સાહને ભંગ કરે છે.

આ પ્રમાણે જીવન વ્યવહારમાં ધર્મનો અભાવ થઇ ગયો છે.

ધર્મ માત્ર પુસ્તકોમાં અને ધર્મગુરૂઓમાં જ સમાઇ ગયેલો છે.

**ધર્મના માત્ર સૈદ્ધાન્તિકપણાનું પરિણામ.**

આજની આ વીસમી સદીમાં બધા રાષ્ટ્રો ઉન્નતિ સાધવાને માટે રાત દિવસ તનતોડ પ્રયત્ન કરી રહ્યાં છે. ધર્મ તો આજે માત્ર

પુસ્તકોમાં સિદ્ધાન્ત રૂપથી પડયો છે. અલબત્ત, ધર્મ અમૂલ્ય વસ્તુ છે. પરંતુ વીસમી સદીની આ નવીન સમાજ-રચનામાં તે ઉપયોગી ન થાય તો પછી ધર્મનો ભાવ કોણ પૂછશે ?

આજે આપણે જોઈએ છીએ કે જૈનધર્મે પોતાનાં તત્વો વ્યવહારમાં લાવવા પ્રયત્ન કર્યો નહિ. માત્ર પુસ્તકોમાં અને ધર્મગુરૂઓમાં સંકુચિતરૂપે પડયો રહ્યો; તો આજે તેનું શું પરિણામ આવ્યું તે બધા જૈનો જાણે છે !

વિચારો તો ખરા કે, ગાંધીજીના સિદ્ધાન્તો વ્યાપકરૂપે રહ્યા તો આજે દુનિયા તેમની તરફ ખૂબ ધ્યાન આપે છે પરંતુ જૈન સાધુઓ તો પગે વિહાર કરી ગામેગામ ઉપદેશ આપે છે છતાં દુનિયા તેમના તરફ ઉપેક્ષા રાખે છે તેનું કારણ એજ છે કે ગાંધીજીએ પોતાના સિદ્ધાન્તોને માત્ર પુસ્તકોમાં બાંધી રાખ્યા નથી પણ તેને વ્યાપક સ્વરૂપ આપ્યું છે.

## વ્યવહારમાં ધર્મનો ઉપયોગ કેમ કરવો ?

વ્યાવહારિક જીવન અને ધર્મનો પરસ્પર ઘનિષ્ઠ સંબંધ છે. વ્યાવહારિક જીવન-શુદ્ધિને માટે ધર્મ અગત્યની વસ્તુ છે. કેટલાક કહે છે કે વ્યાવહારિક જીવનમાં ધર્મનો ઉપયોગ થઇ શકતો નથી. પરંતુ વસ્તુતઃ તેમ નથી. જો વ્યાવહારિક જીવનમાં ધર્મનો ઉપયોગ નહિં થાય તો પછી કયાં થશે ?

દેશ પરતંત્ર હોય ત્યારે કેવી રીતે રહેવું તથા સ્વતંત્ર હોય ત્યારે કેવી રીતે રહેવું ! વિધવા લગ્ન, સ્ત્રી સ્વાતંત્ર્ય ઇત્યાદિ રાજકીય અને સામાજીક પ્રશ્નોના ઉકેલમાં ધર્મનો ઉપયોગ કરવો જોઇએ.

ગાંધીજી કહે છે કે જ્યારે મારી સામે કોઇ કઠીન રાજકીય યા સામાજીક સમસ્યા આવે છે ત્યારે હું શ્રીમદ્ ભગવદ્ગીતા તરફ જોઉં છું અને મને તેમાંથી તેનો ઉકેલ સુઝી આવે છે.

માટે આ ઉપરથી અવશ્ય સિદ્ધ થાય છે કે ધર્મમાં વ્યાવહારિક જીવનના પ્રશ્નોનો નિકાલ કરવાની તાકાત છે, પરંતુ આપણે તેનો ઉપયોગ કરતા નથી.

( ૨ )

ધર્મમય જીવન શા માટે ગાળવું એ વિભાગમાં ધર્મ શું છે? ધર્મની શી આવશ્યકતા છે? ધર્મ ન હોય તો શું હાનિ છે? ધર્મની મર્યાદા શુ છે એ પ્રમાણે ધર્મની છણાવટ કરી.

હવે ધર્મમય જીવન કેમ ગાળવું તે બીજો વિભાગ છે. આના ઉપર વિચાર કરતાં પ્રશ્ન ઉઠે છે કે:–

**માણસ ધર્મમય જીવન ગાળી શકે ખરો**

ઘણા લોકો કહે છે કે ભાઈ! અમે તો સંસારમાં પડયા છીએ તેથી ધર્મમય જીવન જીવી શકવાના નથી. પરંતુ આ દલીલ બરાબર નથી.

કારણ કે સંસારમાં રહીને પણ ધર્મોપાસક થયાના જૈન સૂત્રોમાં ઘણાં દષ્ટાન્તો મળે છે. સંસારીઓ પણ ઇચ્છે તો જરૂર ધર્મમય જીવન ગાળી શકે. ધર્મ સાથેનો આપણો સંબંધ અખૂટ અને અતૂટ હોવો જોઇએ.

ધર્મમાં મન આકર્ષિત હોય તો માણસ સંસારી હોવા છતાં પણ અનેક પાપોથી અલિપ્ત રહી શકે છે. કારણ કે શાસ્ત્રોમાં આવે છે કે समत्तदंसी न करेइ पावं। જેમ નૃત્ય કરનારી સ્ત્રી માથા ઉપર મટૂકી મૂકી અનેક પ્રકારે અંગ મરડીને નૃત્ય કરે છે છતાં તેનું મન તો મટૂકી તરફ હોય છે, તેવી રીતે માણસ પોતાના સાંસારિક કાર્યમાં રહ્યા કરે છતાં તેનું મન તો ધર્મના શરણમાં હોવું જોઇએ.

## કેવો માણસ ધર્મમય જીવન ગાળી શકે ?

કેટલાક કહે છે કે ધનવાન માણસ હોય તેજ ધર્મમય જીવન ગાળી શકે, પરંતુ વસ્તુતઃ તેમ નથી. ધર્મમય જીવન ગાળવામાં ગરીબ કે ધનવાનનો સવાલ નથી. ગરીબ માણસને ધર્મમય જીવન ગાળવું ઘણું સરળ છે પણ ધનવાનને માટે ઘણું મુશ્કેલ છે. કારણ કે જીસસ ક્રાઈસ્ટે કહ્યું છે કે સોયના નાકામાંથી ઉંટને પસાર થવું કદાચ સહેલું પડે પણ ધનવાનનું મન ધર્મમાં ગાળવું તેથી પણ મુશ્કેલ છે.

જે માણસ જગતના તમામ પદાર્થોથી વિરક્ત નથી તથા તેના ઉપર આસક્ત નથી પરંતુ પરમાર્થ—સત્ય તરફ જેને પ્રેમ છે તેજ ધર્મમય જીવન ગાળી શકે.

## ધર્મમય જીવન ગાળતાં પહેલાં

ધર્મમય જીવન ગાળતાં પહેલાં ધર્મ પ્રત્યે સાચી શ્રદ્ધા અને સત્યજ્ઞાન એ એની ખાસ આવશ્યકતા છે.

સાચી શ્રદ્ધા—: સત્ય શ્રદ્ધાવિના ધર્માચરણ થઈ શકતું નથી. જૈન સૂત્રોમાં તો સમ્યક્ દર્શનને ( સત્યશ્રદ્ધા ) અતિ મહત્વ આપેલ છે.

सम्यग्‌दर्शनज्ञान चारित्राणि मोक्षमार्गः—અહિં વાચકમુખ્ય શ્રી. ઉમાસ્વાતિજીએ સૌથી પ્રથમ સમ્યક્ દર્શનને સ્થાન આપેલ છે.

વળી समत्तदंसी न करेइ पावं અર્થાત્ સમ્યક્ દર્શન-વાળો માણસ ભલે સાંસારિક પ્રવૃત્તિઓ કરે છતાં જલમાં કમળની પેઠે તે કર્મબન્ધનથી અલિપ્ત રહે છે.

સત્યજ્ઞાનઃ ધર્મમય જીવન ગાળતાં પહેલાં ધર્મ વિષયક જ્ઞાન હોવું જરૂરી છે. કારણ કે पढमं नाणं तओ दया અર્થાત્ પહેલાં જ્ઞાન અને પછી ધર્માચરણ.

સમ્યગ્જ્ઞાન વિનાના બાહ્ય ક્રિયાકાંડો મોક્ષસિદ્ધિ સાધી શકતા નથી. સત્યજ્ઞાનથી દૃષ્ટિ વિશાળ અને શાન્ત થાય છે. માટે સત્યશ્રદ્ધા અને સત્યજ્ઞાન એ બંનેને પ્રથમ કેળવવાં જોઇએ.

**ધર્મમય જીવન ગાળવાની રીતઃ—**

જૈન તીર્થંકરો આધ્યાત્મિક હોવાની સાથે સાથે મહાન વ્યવસ્થાપક પણ હતા. તેમની શાસ્ત્રોમાં બતાવેલી સંઘ-વ્યવસ્થા જોઈને ભલભલા રાજનીતિજ્ઞો પણ આશ્ચર્યયુક્ત થઇ જાય છે.

જૈન તીર્થંકરોએ જોયું કે બધા મનુષ્યો સમ્પૂર્ણપણે ધર્મનું પાલન કરી શકે નહિ એટલે તેમણે ચારિત્રધર્મને બે રીતે વિભક્ત કર્યો.

चरित्तधम्मे दुविहे पं. तं अणगार धम्मे आगारचरित्त धम्मे य।

અર્થાત્ ચારિત્રધર્મ બે પ્રકારનો છે (૧) અણગાર-સાધુધર્મ (૨) આગાર-ગૃહસ્થધર્મ.

જે લોકો સમ્પૂર્ણપણે ધાર્મિક જીવન જીવે છે તેઓ સાધુ કહેવાય છે. અને જેઓ અમુક અંશે ધર્મમય જીવન ગાળે છે તેઓ ગૃહસ્થધર્મી કહેવાય છે.

સામાન્ય જનતા એકદમ સર્વાંશે ધર્મમય જીવન ગાળી શકે નહિ પરંતુ પહેલાં અમુક અંશે ધર્મમય જીવન ગાળે અને ત્યારપછી આગળ વધે છે. માટે પહેલાં ગૃહસ્થાવસ્થામાં ધર્મમય જીવન ગાળવું હોય તો કેવી રીતે ગાળવું, તે જોઇએ.

**૧ ગૃહસ્થધર્મ:-**

યોગવાસિષ્ઠમાં કહ્યું છે કે:-ગૃહસ્થે ધર્મમય જીવન ગાળવું હોય તો તેણે ગૃહસ્થધર્મનું પાલન કરવું જોઇએ. ગૃહસ્થધર્મ બતાવતાં કહે છે કે, ગૃહસ્થધર્મ બે પ્રકારનો છે. ૧ સામાન્ય ગૃહસ્થધર્મ. ૨ વિશેષ ગૃહસ્થધર્મ. સામાન્ય ગૃહસ્થધર્મ બતાવ્યો કે:-

૧ ન્યાયપૂર્વક પ્રવૃત્તિ કરવી, તે ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. કારણ કે ન્યાયપૂર્વક મેળવેલું ધન આ લોક અને પરલોક બંનેને માટે લાભદાયક છે.

આ ઉપરથી જણાય છે કે ગૃહસ્થોએ સટ્ટો કરવો, વ્યાજ ચઢાવવાં ઇત્યાદિ તમામ પ્રકારના અનીતિવાળા વ્યાપારો છોડી દઇ ન્યાયપૂર્વક જેટલું મળે તેટલું મેળવવું.

૨ ગૃહસ્થે કુલીન સ્ત્રી સાથે વિવાહ કરવો જોઇએ કે જેથી સુપુત્રની પ્રાપ્તિ થાય. ચિત્તની સ્વસ્થતા, શુદ્ધ કુળાચાર, દેવ, અતિથી અને બાંધવોનો સત્કાર કરવો.

અહિં વિવાહ કરવાનું કહ્યું તે માત્ર વિષયવાસનાની તૃપ્તિ માટે કહેલ નથી પરંતુ સુપુત્રની પ્રાપ્તિ થાય તે માટે કહ્યું છે. વળી અહિં આ બીજા ધર્મની અંદર ગૃહસ્થની શું શું જવાબદારી છે તે પણ બતાવેલી છે કે તેણે દેવોનો સત્કાર કરવો. અતિથિને માન આપવું ઇત્યાદિ.

૩ ઉદ્વેગ કરનારા સ્થાનમાં ગૃહસ્થે ન રહેવું, પરંતુ જ્યાં રહેવાથી ચિત્તની શાન્તિ રહે તેવા સ્થાનમાં રહેવું.

૪ ગૃહસ્થે પોતાની આવક પ્રમાણે ખર્ચ કરવો જોઇએ. આવકને ખ્યાલમાં રાખી તદનુસાર ખર્ચ કરનાર માણસને પસ્તાવાનો વખત આવતો નથી.

૫ ગૃહસ્થે પોતાના દેશમાં જેવી જાતની રહેણી કરણી હોય તે પ્રમાણે વર્તવું. કારણ કે लोकविरुद्धं नाकरणीयं नाचरणीयं ।

૬ ગૃહસ્થે માતાપિતાની સેવા કરવી જોઇએ, તેમને સત્કાર આપવો તથા શાન્તિ પહોંચે તેવી રીતે કરવું.

અહિં માતા પિતાની પૂજાનું કહ્યું છે તેથી માત્ર તે બેનું જ ન સમજવું, પરંતુ ગુરુ, વડિલ બધાનું સમજવું. તમામ વડિલોનો સત્કાર કરવો જોઈએ.

૭ સ્વાસ્થ્યને માટે ગૃહસ્થે નિયમિત ભોજન કરવું જોઈએ.

૮ ગૃહસ્થે શૌચ, વ્યાયામ, નિદ્રા, સ્નાન, ભોજન અવશ્ય કરવાં જોઈએ. કારણ કે તેનાથી શરીર સારૂં રહે છે. અને શરીર સારૂં હોય તો જ લોકોત્તર ધર્મનું સેવન થઈ શકે છે, કારણ કે शरीरमाद्यं खलु धर्मसाधनम् ।

ધર્મમય જીવન ગાળવાને માટે ગૃહસ્થે પ્રથમ તો ઉપરોક્ત આઠ લૌકિક-નૈતિક ધર્મોનુ પાલન કરવું જોઈએ. ત્યારબાદ લોકોત્તર ધર્મનું પાલન કરવું જોઈએ. લોકોત્તર ધર્મ વિષે કહે છે કેઃ-

અહિંસાવ્રતઃ-

थूलाओ पाणाइवायाओ वेरमणं.-સ્થૂલ પ્રાણાતિપાતથી અટકવું. ગૃહસ્થે એવી રીતે વર્તવું કે જેથી ત્રસ જીવોને ઈજા ન થાય કારણ કે બધા જીવોને સુખ પ્રિય છે. મરણ કોઈને પણ પ્રિય નથી. બધા જીવવાને ઇચ્છે છે. માટે ગૃહસ્થે ત્રસ જીવોને દુઃખ થાય તેવી રીતે તેમને મારવા નહિ. વધારે ભાર ઉપડાવવો નહિ. તથા તેમનાં અન્ન-પાન અટકાવવાં નહિં. જીવો જે રીતે સુખ પામે તેમ પોતાની જીવન-ઉપયોગી પ્રવૃત્તિઓ કરવી. ગૃહસ્થનું આ પહેલું અહિંસા અણુવ્રત છે.

૨ थूलाओ मुसावायाओ वेरमणं. સ્થૂલ મૃષાવાદથી અટકવું. ગૃહસ્થે કન્યાવિષયક, ગાયવિષયક ઇત્યાદિમાં લાભ કે ભયના કારણને લીધે અસત્ય બોલવું નહિં. જો કે અહિં કન્યાવિષયક કહ્યું છે તે ઉપલક્ષણ છે. જેમ काकेभ्यो दधि रक्ष्यताम् અહિં જેમ કાગડાનું કહ્યું છે તેથી ઉપલક્ષ્ય તરીકે દહીં ખાઈ જનારા બધાનું ગ્રહણ થાય છે

તેમ અહિં પ્રસ્તુતમાં કન્યાવિષયક જુઠું ન બોલવું તેનો અર્થ એમ નથી કે કન્યાના વિષયથી અન્યત્ર જુઠું બોલવાની છુટ છે. બધે ઠેકાણે અસત્ય બોલવાની મનાઈ કરેલી છે.

અસત્ય બોલનાર માણુસ બધા સજ્જનો દ્વારા તિરસ્કારને પાત્ર થાય છે.

પોતાના સ્વાર્થને માટે અથવા બીજાના માટે અથવા ભયથી કોઈપણુ પ્રસંગ ઉપર બીજાને પીડા ન પહોંચે તેવું વચન બોલવું તે ગૃહસ્થનું સત્યવ્રત છે.

૩ थूलाओ अदिनादाणाओ वेरमणं સ્થૂલ અદત્તાદાનથી અટકવું. અર્થાત્ જે વસ્તુ ઉપર આપણો હક્ક નથી તે વસ્તુઓને અનીતિપૂર્વક લેવા માટે પ્રયત્ન ન કરવો પરંતુ ન્યાયમાર્ગાનુસાર જેના ઉપર હક્ક હોય તે જ લેવી. પરંતુ રાજ્યની વિરુદ્ધ ચોરી કરીને કે તોલમાં ઓછું આપીને અનીતિપૂર્વક કોઇ પણુ વસ્તુને લેવી નહિં. આ ગૃહસ્થનું અસ્તેય વ્રત છે.

૪ थूलाओ मेहुणाओ वेरमणं– સ્થૂલ મૈથુનથી અટકવું. શરીરની અંદર વીર્ય તે અતિ મહત્વની વસ્તુ છે. માટે જેમ બને તેમ બ્રહ્મચર્ય પાળવું. બ્રહ્મચર્ય પળી શકે તેમ ન હોય તો પોતાને જીવનમાં અનુકુળ થઈ પડે તેવી સ્ત્રી મેળવી લઈ તેમાંજ સંતોષ રાખ્યો. સ્થૂલ મૈથુનથી અટકવા માટે ગૃહસ્થે પોતાની વાસનાઓનો સંક્ષેપ કરવો અને વિકાર ઉત્પન્ન કરે તેવા ખગબ શબ્દો કે દૃશ્યોથી વેગળા રહેવું જોઇએ આ ગૃહસ્થનું બ્રહ્મચર્યવ્રત છે.

૫ थूलाओ परिग्गहाओ वेरमणः સ્થૂલ પરિગ્રહથી અટકવું. ગૃહસ્થે પોતાની વસ્તુઓ અમુક મર્યાદામાં પ્રમાણ પૂર્વકરાખવી જોઇએ, તેથી વિશેષ વસ્તુ એકઠી કરવા ઇચ્છા ન કરવી.

આજકાલ આ પરિગ્રહની ઇચ્છાને લીધે જ સંસારમાં ઝગડા થાય છે, લડાઇઓ થાય છે, અને ભેદી ખૂનો પણ થાય છે. જો બધા લોકો આ વ્રતને ખ્યાલમાં રાખી વર્તે તો વિશ્વમાં જરૂર શાન્તિ સ્થપાય.

પરિગ્રહ છોડવો તેનો અર્થ એમ નથી કે ઘરબાર છોડીને ચાલ્યા જવું, પરંતુ પોતાને જે વસ્તુઓ ઉપયોગી હોય તેની અમુક મર્યાદા કરવી જોઇએ કે મારે આથી વધારે ન જોઇએ. જો થશે તો હું બીજાને આપી દઇશ. આ પ્રમાણે આ વ્રત વસ્તુઓ ઉપરથી મોહ ઉતારવાનું તથા અનાસક્તિભાવ કેળવવાનું કહે છે.

૬ दिसापरिमाण: ગૃહસ્થે દિશાઓમાં જવા માટે પણ મર્યાદા રાખવી જોઇએ. હેતુ વિનાનું ફરવું જેમ બને તેમ ઓછું કરવું.

૭ भोग उवभोग परिणाम–ભોગોપભોગની મર્યાદા કરવી અર્થાત્ ભોજનાદિ ભોગ અને કપડાં ઇત્યાદિ ઉપભોગની વસ્તુઓની મર્યાદા રાખવી જોઇએ.

આ વ્રત એમ કહે છે કે જેમ બને તેમ સાદાઇ રાખો, સાદાઇથી જ ચિત્ત શુદ્ધ અને શાન્ત રહે છે.

ભોગોપભોગની વસ્તુઓની મર્યાદા રાખવામાં ન આવે તો તેને મેળવવા પાછળ માણુસ ચિંતાતુર રહે છે. પરંતુ જો તે વસ્તુઓની મર્યાદા રાખવામાં આવે તો થોડા વખતમાં પોતાની ખાદ્ય તથા ભોગ્ય વસ્તુ સહેલાઇથી મળી રહે છે અને બાકી જે વખત બચે છે તેમાં આત્મકાર્ય થઇ શકે છે.

अणट्टादण्ड वेरमणं–અનર્થદંડથી અટકવું. અર્થાત્ ગૃહસ્થે પ્રયોજન વિનાના કાર્યમાં મન વચન અને કાયાને પ્રવર્તાવવાં ન જોઇએ. વળી કોઇની નિંદા. ખોટો બડબડાટ, અટ્ટહાસ્ય તથા ખરાબ

ધ્યાન ઈત્યાદિ ન કરવાં જોઈએ. કારણ કે તેનાથી આત્મા રૌદ્ર પરિણામવાળો થાય છે અને પરિણામે તે મનુષ્યપણામાંથી પણ જાય છે. માટે અનર્થદંડથી અટકવું જોઈએ. જેમ આપણને કોઈ વગર વાંકે દંડે તો દુઃખ થાય છે તેમ જાણી ગૃહસ્થે પ્રયોજન વિનાના કાર્યમાં પોતાનાં મન, વચન અને કાયાને ન પ્રવર્તાવવાં.

**સામાયિક વ્રત**

નિયત કરેલા સમયે અમુક વખત સુધી સમભાવમાં આવવું તે સામાયિક વ્રત છે. આ સામાયિક તો આવશ્યક છે અને તે પ્રતિદિન અવશ્ય કરવું જોઈએ. સામાયિક નિયત કરેલા સમયે જ કરવું જોઈએ. નહિં કે આજ સવારે સામાયિક કરી તો પછી આવતી કાલે સાંજે. પરંતુ દરરોજ વખતસર કરવી જોઈએ.

**દેશાવગાસિક વ્રત**

ગૃહસ્થે અમુક દેશમાંથી જ વસ્તુ મંગાવવી અને વાપરવી જોઈએ: તે દેશાવગાસિક વ્રત છે. આ વ્રત ગૃહસ્થોને સ્વદેશ પ્રેમ શીખવાનું કહે છે. પોતાના દેશમાં બનેલી વસ્તુ જ વાપરવી એવો નિયમ કરી ગૃહસ્થે પોતાના દેશની ઉન્નતિમાં કારણભૂત થવું જોઈએ.

**પૌષધવ્રત :**

ગૃહસ્થે મહિનામાં એકવાર જ્યારે વખત મળે ત્યારે ભૂખ્યા રહેવું જોઈએ કે જેથી શારીરિક સ્થિતિ સારી રહે. તે અવસ્થામાં આત્મતત્ત્વની વિચારણા કરવી જોઈએ. માત્ર ભૂખ્યા રહીને સૂઈ ન રહેવું એ ગૃહસ્થનું પૌષધવ્રત છે.

**અતિથિ સંવિભાગ વ્રત :**

જે પુરુષો પોતાનું જીવન જગતના ઉપકારને માટે જ વ્યતીત કરતા હોય છે અને પ્રાણિઓના ઉપકારની પાછળ પોતાના જીવનની

પણ પરવા કરતા નથી તેવા પુરુષોની ભક્તિ–સેવા કરવી તે ગૃહસ્થનું આવશ્યક કર્તવ્ય છે.

તે મહાત્માઓની જગતને ઘણી જરૂર છે, માટે તેમની મુશ્કેલીઓ જાણવી અને તે દૂર કરવી જોઈએ. તેમણે જે કાંઈ પ્રવૃત્તિ ઉપાડેલી હોય તેમાં સક્રિય સહકાર આપવો જોઈએ. આ ગૃહસ્થનું અતિથિ સંવિભાગ વ્રત છે. ઉપરોક્ત બાર વ્રતો તે ગૃહસ્થના વિશેષ ધર્મો છે અર્થાત્ લોકોત્તર ધર્મો છે. અને પહેલાં બતાવેલા સામાન્ય ધર્મો તે લૌકિક ધર્મો છે.

આ પ્રમાણે સામાન્ય ધર્મોની સાથે વિશેષ ધર્મોનું પાલન કરવામાં આવે તો ગૃહસ્થ ધર્મમય જીવન ગાળી પોતાના જીવનને સફળ બનાવે છે.

ગૃહસ્થપણે ધર્મમય જીવન ગાળ્યા બાદ સાધુધર્મનો સ્વીકાર કરવો જોઇએ અને આત્મ કલ્યાણ સાધવામાં તત્પર બનવું જોઇએ.

## સાધુ ધર્મ

સાધુ અવસ્થામાં ધર્મમય જીવન કેવી રીતે ગાળવું તે બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આ વિષયમાં જૈન સૂત્રોમાં કહેલ છે કે:–

दसविहे समणधम्मे पं. तं–
खंती मुत्ति अज्जवे मद्दवे लाघवे सच्चे संजमे तवेचियाए बंभचेर वासे।

સ્થાનાંગ સૂત્ર

સાધુએ ધર્મમય જીવન ગાળવું હોય તો તેણે સાધુધર્મનું પાલન કરવું જોઈએ. સાધુધર્મ બતાવતાં કહ્યું કે ક્ષમા, માર્દવ, આર્જવ, શૌચ, સત્ય, સંયમ, તપ, ત્યાગ, આકિંચન્ય અને બ્રહ્મચર્ય આ દશ પ્રકારનો ઉત્તમ સાધુધર્મ છે. ક્ષમા આદિ દશ પ્રકારનો ધર્મ સાધુ–ધર્મ ત્યારે જ બને છે કે જ્યારે તે અહિંસા–સત્યાદિ મૂળ ગુણોના

પ્રકર્ષથી યુકત હોય. આ ઉપરથી એમ ફલિત થયું કે અહિંસા આદિ મૂળ ગુણોના પ્રકર્ષથી રહિત ક્ષમાદિ ગુણ સાધુધર્મ તરીકે ન ગણી શકાય પરંતુ સામાન્ય ધર્મ કહી શકાય.

હવે તે દશવિધ સાધુધર્મ વિષે વિચારીએ.

૧ **ક્ષમા**–એટલે સહનશીલતા અર્થાત ક્રોધને ઉત્પન્ન ન થવા દેવો અને જો ઉત્પન્ન થયો હોય તો, તેને વિફલ કરી દેવો જોઈએ. અહિં પ્રશ્ન થાય છે કે ક્રોધને કેવી રીતે ઉત્પન્ન ન થવા દેવો? ક્રોધને ઉત્પન્ન નહિં થવા દેવાનાં અને ક્ષમાની સાધનાના નીચે મુજબ ઉપાયો છે.

૧. કોઈ ક્રોધ કરે ત્યારે વિચારવું કે હું તો ગુન્હેગાર નથી, મારી તો ભૂલ નથી થઇ. જો ભૂલ થઈ હોય તો બીજો જે કહે તે સહી લેવું. અને જો ભૂલ ન થઈ હોય તો વિચારવું કે તે તો ગમે તેમ બોલે, મારે તેના પ્રત્યે ધ્યાન ન આપવું. આ પ્રમાણે પોતામાં ઉત્પન્ન થતા ક્રોધને રોકવો.

૨. ક્રોધના દોષનું ચિંતન કરવું કે ક્રોધ પ્રીતિને નાશ કરનાર છે અને શત્રુતા વધારનાર છે. ક્રોધાવેશમાં માણસને સદ્અસદ્‌નો વિવેક નથી રહેતો અને તેથી પરિણામે મહાન અનર્થો ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે પોતામાં ઉત્પન્ન થતા ક્રોધને રોકવો.

૩. વિચારવું કે ક્રોધ કરનાર માણસ મહા અજ્ઞાની છે. ક્રોધી માણસ આપણને શું કરી શકવાનો છે! બહુમાં બહુ તો મારી નાખશે, પરંતુ ધર્મથી કે સત્યના માર્ગથી તો ભ્રષ્ટ કરાવવાની તેનામાં તાકાત નથી.

૪. વળી વિચારવું કે કોઈ માણસ આપણા ઉપર ક્રોધ કરે છે તો તેમાં તે બીચારો ખાલી નિમિત્ત છે. ખરી રીતે તો ક્રોધનું મૂળ કારણ આપણાં પૂર્વકર્મ છે. આ પ્રમાણે વિચારીને ક્રોધને ઉત્પન્ન થતો અટકાવવો, સહનશીલતા કેળવવી.

૨ **માર્દવ**–હૃદયમાં અને કાર્યપ્રવૃત્તિમાં કોમળતા હોવી તે માર્દવ છે. આ ધર્મ કેળવવા માટે માણસે કુળ, જાતિ, જ્ઞાન, શક્તિ, લાભ ઇત્યાદિ આઠ પ્રકારનાં મદનાં સ્થાનો છોડવાં જોઈએ અને વિચારવું કે બધી વસ્તુઓ અનિત્ય ક્ષણિક છે તો પછી તે મેળવીને શા માટે મદ કરવો ?

૩ **આર્જવ**–હૃદયની સરલતા તે આર્જવ છે. મન વચન અને કાયાની કુટિલતા છોડી દેવી જોઈએ. જેવો વિચાર તેવું જ બોલવું અને જેમ બોલવું તે જ પ્રમાણે કરવું. એમ નહિં કે બોલવું કાંઇ બીજું અને કરવું કાંઈ બીજું. વિચાર, વાણી અને વર્તનમાં એકતા કેળવવી.

૪ **શૌચ**–શૌચનો અર્થ અહિં સ્નાન, પૂજા, વિલેપન ગંધ-માલ્ય ઈત્યાદિ ન સમજવો પરંતુ ક્રોધ, માન, માયા અને લોભને છોડી જગતના તમામ પદાર્થોમાં અનાસક્તિપણું રાખવું તે સાધુનો શૌચ ધર્મ છે.

૫ **સત્ય**–સજ્જન પુરુષોની સાથે યોગ્ય રીતે બોલવું તે સત્ય છે.

૬ **સંયમ**–ઇન્દ્રિયોને કાબુમાં રાખવી. હિંસા અસત્ય ચોરી ઇત્યાદિનો ત્યાગ તથા કષાયો ઉપર વિજય મેળવવાનો અભ્યાસ રાખવો તે સંયમ નામનો સાધુધર્મ છે.

૭ **તપ**–આધ્યાત્મિક બળ કેળવવા માટે તથા વાસનાઓને ક્ષીણ કરવા માટે મન વચન અને કાયાને જે જે તાપણીઓમાં તપાવવામાં આવે છે તે તપ છે. આ તપ અનશનાદિ રૂપે ૭ પ્રકારનું બાહ્ય છે અને પ્રાયશ્ચિતાદિ રૂપે ૭ પ્રકારનું આંતરિક છે.

૮ **ત્યાગ**–યોગ્ય પાત્ર મળે તો તેને જ્ઞાનાદિ આપવું તે સાધુનો ત્યાગ ધર્મ છે.

૯ **અકિંચન્ય-મમત્વબુદ્ધિ** તોડી દઈ ત્યાગવૃત્તિ ધારણ કરવી તે અકિંચન્યતા છે.

૧૦ **બ્રહ્મચર્ય**-નૈતિક ખામીઓ દૂર કરવા માટે તથા જ્ઞાન પ્રાપ્ત કરવા માટે બ્રહ્મચારી જીવન વ્યતીત કરવું.

બ્રહ્મચર્ય પાળવા માટે મનોહર રૂપ, રસ, શબ્દ, ગંધ ઇત્યાદિમાં ફસાવું નહિં. સ્ત્રીઓનાં મનોહર અંગો તરફ જોવું નહિં. સ્ત્રી, પશુ અથવા નપુસક દ્વારા સેવિત શયનાદિનો ઉપયોગ કરવો નહિ.

બ્રહ્મચર્યથી સદ્‌ગુણોનું પાલન ઘણી સરળતાથી થઈ શકે છે.

આ દશ પ્રકારના સાધુધર્મમાં કોઈ પણ ધર્મનો વિરોધ નથી. બધા ધર્મો આ દશ પ્રકારના ધર્મને આવશ્યક ગણી સ્વીકારે છે.

આ પ્રમાણે પહેલાં ગૃહસ્થધર્મને જીવનમાં ઉતારી પછી સાધુધર્મનો સ્વીકાર કરી રાષ્ટ્ર સમાજ અને ધર્મનું કલ્યાણ સાધવાની સાથે સાથે આત્મકલ્યાણ સાધવા માટે ત્યાગી જીવન વ્યતીત કરવું એજ મનુષ્ય ધર્મ છે.

# ધર્મમય જીવન

## શા માટે

## અને કેમ ગાળવું?

[ લેખકઃ–વલ્લભદાસ વીરપાલ શેઠ–મહેસાણા ]

'ધર્મમય જીવન શા માટે અને કેમ ગાળવું' એ વિષય ઉપર કાંઈપણ લખતા પહેલાં "ધર્મ" એટલે શું તે આપણે નક્કી કરી લેવું જોઈએ. 'ધર્મ' એટલે કયો ધર્મ ? જૈન, વૈષ્ણવ, ખ્રીસ્તિ, મુસલમાન કે કોઈ બીજો ? 'ધર્મ'ની વ્યાખ્યા કરવી એ ઘણું મુશ્કેલ છે. જૈન કુટુંબમાં જન્મેલ માણુસનો સ્વભાવ ભક્તિમય હોય, તો પછી તેણે ભક્તિમાર્ગ ગ્રહણ કરવો કે જૈન કુટુંબમાં જન્મ મળ્યાના કારણે તપઃશક્તિનો માર્ગ ગ્રહણ કરવો ? તેજ પ્રમાણે દરેક... સંપ્રદાયમાં જન્મ લેનાર માટે કહી શકાય. દરેક મનુષ્યનો વિકાસ સરખો ન હોઈ શકે. ગત અનંત જન્મોના સંસ્કારો લઈ મનુષ્ય જન્મે છે; જ્યાંથી અધુરું મુક્યું હોય ત્યાંથી તેને આગળ વધવાનું હોય છે એટલે દરેકના માટે અમુક નક્કી કરેલા માર્ગે જવાનું શક્ય નથી, અને તેટલાજ માટે સ્વામી વિવેકાનંદે કહ્યું છે કે ખરો ધર્મ ત્યારે પ્રગટશે જ્યારે દરેક માણુસને પોતાનો ધર્મ હશે. જેટલા સાધક તેટલા સાધનાના માર્ગો. જૈન શાસ્ત્રો કહે છે કે 'वत्थु सहावो धम्मो,' વસ્તુનો સ્વભાવ તે ધર્મ, એટલે મનુષ્યે ગત અનંત જન્મોમાં જે સંસ્કારો મેળવ્યા છે અને તેના લીધે તેનો જે સ્વભાવ યા પ્રકૃતિ બંધાયેલી છે તે તેનો ધર્મ. શ્રી ઉત્તરાધ્યયન સુત્રમાં કહ્યું છે કે જન્મથી માણુસ, બ્રાહ્મણુ, ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર નથી, તેનાં કર્મોથી

જ તેની જાતિ નક્કી થાય છે; એટલે મનુષ્યનો સ્વભાવ તે જ તેનો ધર્મ અને તેથીજ 'ધર્મ' એ દરેક વ્યક્તિનો પોતાનો પ્રશ્ન છે. આપણે એમ કહી શકીએ કે:-'જે વસ્તુ મનુષ્યને તેના સ્વભાવ પ્રમાણે આત્મપ્રાપ્તિ, મોક્ષ યા ઈશ્વરપ્રાપ્તિ કરવામાં સહાય કરે તે ધર્મ, બાકીની બધી વસ્તુઓ અધર્મ.' એક વસ્તુ એકના માટે ધર્મ હોય, બીજાના માટે અધર્મ હોય, તો જેનો તે ધર્મ હોય તેણે જ તે ગ્રહણ કરવી જોઇએ; અધર્મ હોય તેણે ત્યાગ કરવી જોઇએ. તે સિવાય તે પ્રગતિ કરી શકે નહિ.

'ધર્મ'ની ઉપર પ્રમાણે સીધી અને સરળ વ્યાખ્યા કર્યા પછી હવે આપણે જોઇશું કે ધર્મમય જીવન શા માટે અને કેમ ગાળવું!

પહેલાં આપણે ધર્મમય જીવન શા માટે તેનો વિચાર કરીશું. પ્રત્યેક મનુષ્ય સુખની શોધમાં છે એમ કહેવાય છે. શાસ્ત્રોએ આત્માને જ્ઞાનઘન અને આનંદઘન બતાવ્યો છે એટલે પ્રત્યેક મનુષ્ય સુખની નહિ પણ આનંદની શોધમાં છે એમ કહેવું વધારે વાસ્તવિક છે. 'સુખ' અને 'આનંદ' એ બે શબ્દો વચ્ચેનો ભેદ આપણે વિચારીશું તો મનુષ્ય 'આનંદ'ની શોધમાં જ છે એમ જણાયા સિવાય રહેશે નહિ. 'સુખ'ની સાથે 'દુઃખ' જોડાયેલું જ છે. 'આનંદ' શબ્દનો વિરોધ કરનારો શબ્દ ક્યાંય શોધ્યો પણ જડશે નહિ. મનુષ્ય, એક વખત શાસ્ત્રો કહે છે તે 'આનંદ' પ્રાપ્ત કરે તો પછી તેને બીજી કોઇ ચીજની આવશ્યકતા જ નહિ રહે. મનુષ્યને ભૂખનું 'દુઃખ' થયું, તેણે આહાર કર્યો અને ભૂખનું 'દુઃખ' જતું રહ્યું અને 'સુખ' થયું. પરંતુ આહાર પાચન થઇ જતાં પાછું ભૂખનું 'દુઃખ' ઉભું જ રહેવાનું, એટલે આહાર કરવાથી જે 'સુખ' ઉપજ્યું તે ક્ષણિક સુખ હતું, આથી જણાશે કે 'સુખ' અને 'દુઃખ' સંકળાયેલાજ છે. 'આનંદ' શબ્દની સાથે 'દુઃખ' જેવો કોઇ શબ્દ સંકળાયેલો નથી અને તેથી મનુષ્ય આનંદની શોધમાં છે એમ ઉપર જણાવવામાં

આવેલું છે. હવે પ્રશ્ન એટલો જ રહે છે કે મનુષ્યને 'આનંદ શાથી મળે ? સંસારમાં રચ્યા પચ્યા રહેવાથી, રાજ્યદ્વારી ક્ષેત્ર ખેડવાથી, ખાવાપીવાથી કે શાથી ? દુનિયાદારીનું કોઇ પણ કાર્ય એવું નથી કે જે કર્યાથી મનુષ્યને શાશ્વત આનંદ મળે. કાર્ય કરતી વખતે અને કરી રહ્યા પછી થોડા વખતના માટે મનુષ્યને ઉત્સાહ અને સુખ લાગે છે પરંતુ થોડા વખતમાં જ તેને અસંતોષની જ્વાળા વીંટળાઈ વળે છે. નવીન કાર્ય કરવાના તર્કો આવે છે, યોજનાઓ ઘડાય છે અને યોજનાઓ અમલમાં મુકવા પ્રયત્નો થાય છે. કેટલીક વખત તેને સફળતા વરે છે, કેટલીક વખત નિષ્ફળતા પણ મળે છે. સફળતા વરે કે નિષ્ફળતા મળે પરંતુ તેનું સુખ કે દુઃખ લાંબો સમય ટકતું નથી. ફરી નવા તર્કો, નવી યોજનાઓ ચાલુ જ થાય છે. મનુષ્ય સાધારણ રીતે તો આમ જ જીવન પૂરું કરે છે અને જ્યારે જીવનનો અંત સમીપ દેખાય છે ત્યારે જો સરવૈયું કાઢે છે તો તેને શૂન્ય શિવાય બીજો આંકડો દેખાતો નથી. દેવોનેય દુર્લભ એવો મનુષ્ય દેહ પામ્યા છતાં તે પોતાના આત્માનો જરાય વિકાસ કરી શકયો હોતો નથી. આત્મપ્રાપ્તિ કે મોક્ષપ્રાપ્તિના રસ્તે એક ડગલુંય આગળ ચાલ્યો હોતો નથી.

મનુષ્યજન્મનો આદિ અને અંત ખાવા પીવા કે મોજશોખમાં જ આવી જાય છે એમ માનનાર માટે તો કાંઈ કહેવાનું જ નથી, પરંતુ, જેઓ આત્મા છે એમ માને છે, આત્મપ્રાપ્તિ એ જ લક્ષ્ય છે જેઓનું, તેમના માટે જ આપણે તો જોવાનું કે કહેવાનું રહે છે. મનુષ્યના શરીરમાં કરોડ ન હોય તો મનુષ્ય માંસનો ઢગલો થઇ જાય, સીધો બેસી શકે જ નહિ. જેમ કરોડ સ્થૂળ શરીરને ટટાર રાખે છે તેમ ધર્મ આપણા ભાવાત્મક જીવનને ટકાવી રાખે છે. ધર્મની ખરી કિંમત તો દુઃખ વખતે જ જણાય છે. મનુષ્ય ઉપર દુઃખ આવી પડે તે વખતે તેનામાં ધર્મની ભાવના હોતી નથી તો તે ભાંગીને ભુક્કા થઇ જાય છે અને એટલા માટે 'ધારણ

કરે તે ધર્મ.' તેનામાં જો ધર્મનું જરા પણ જ્ઞાન હોય છે તો તે તેને ટટાર રાખે છે. ધર્મના કારણે તેને ખબર હોય છે કે જે દુઃખ આવી પડયું છે તે મારા કર્મોનું ફળ છે, તેમાં બીજા કોઈનો દોષ નથી. કોઈ કોઈને દુઃખ કે સુખ આપી શકતું નથી અને ઉદયમાં આવેલાં કર્મો મારે સમભાવે ખપાવી લેવા જ જોઈએ; એટલે 'ધર્મ' એ આપણો કટોકટીના સમયનો ખરો મિત્ર છે.

મનુષ્ય યોનિ સિવાય બીજી એક પણ યોનિ એવી નથી કે જેમાં આત્મપ્રાપ્તિ યા મોક્ષપ્રાપ્તિ કરી શકાય; અને એટલા માટે જ મનુષ્યજન્મ દેવોનેય દુર્લભ બતાવવામાં આવ્યો છે અને મનુષ્ય-જન્મને મોક્ષનું દ્વાર કહેવામાં આવેલું છે. આવો દુર્લભ દેહ પ્રાપ્ત થયાં છતાં જો તેને વેડફી દેવામાં આવે તો પછી તે વેડફી દેનારને આપણે કયું ઉપનામ આપીશું? મનુષ્ય પોતાને મળેલા દેહનો સદ્-ઉપયોગ કરી મોક્ષ પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે તો જ મનુષ્યજન્મ સફળ થયો ગણાય. પોતાના આત્માનો દિવસે દિવસે વિકાસ થાય અને આત્મપ્રાપ્તિ તરફ આગળ ને આગળ વધતો જાય તેવી રીતે મનુષ્યે આગળ વધવું જોઈએ અને તે પ્રમાણે કરવામાં આવે તો જરૂર તે એક દિવસ આત્મપ્રાપ્તિ કરી આનંદઘન બની શકશે અને પછી તેને કોઈ ચીજની અપેક્ષા નહિ રહે. શરૂમાં જણાવ્યા પ્રમાણે મનુષ્ય માત્ર 'આનંદ'ની શોધમાં છે અને તે પ્રાપ્ત કરવા માટે 'ધર્મ' સિવાય બીજો કોઈ રસ્તો નથી, અને એટલા માટે જ ધર્મ-મય જીવનની જરૂર છે.

હવે આપણે ધર્મમય જીવન કેમ જીવવું યા ગાળવું તે જોઈશું. ધર્મમય જીવન કેમ જીવવું તે સમજાવવાનું કાર્ય અતિ મુશ્કેલ છે. મનુષ્ય જેટલું વાંચે છે તેટલું સમજી શકતો નથી. સમજે તેટલું વ્યક્ત કરી શકતો નથી અને વળી ભાષાની એકતા ન હોય તો

સમજેલું વ્યક્ત કરવાનું કામ વધારે મુશ્કેલ બને છે; અને તેથી ધર્મમય જીવન કેમ જીવવું એ સમજાવવાનું કાર્ય ઘણું જ મુશ્કેલ છે.

જેણે કદી સાપ જોયો નથી તેને દોરડામાં સાપની ભ્રાંતિ કોઇ દિવસ સ્વપ્નમાં પણ નહિ થાય અને તેને સાપનું ગમે તેટલું વર્ણન આપીએ તો પણ 'સાપ' એટલે શું તે તે સમજી શકશે નહિ. જેણે સાપ જોયો છે તેને જ દોરડામાં સાપની ભ્રાંતિ થશે. તેવી રીતે 'ધર્મ' એટલે શું અને ધર્મમય જીવન કેમ જીવવું તે સમજાવવું અતિ મુશ્કેલ છે. 'ધર્મ' એ શું વસ્તુ છે અને ધર્મમય જીવન કેમ જીવી શકાય એ જાણવાની જો ખરી જિજ્ઞાસા મનુષ્યને થઇ હોય તો પ્રથમ તેણે પોતાની જાતને પ્રશ્ન પૂછવો જોઇએ કે 'ધર્મ શા માટે જોઇએ છીએ? મહત્તા પ્રાપ્ત કરવા, આબરૂ વધારવા, શાંતિ મેળવવા કે લોકકલ્યાણ કરવા? આ પૈકીનો જો કોઇ ઉદ્દેશ હોય તો સમજવું કે પોતે 'ધર્મ'ને લાયક નથી. આત્મપ્રાપ્તિ એજ જીવનનું એકમાત્ર લક્ષ્ય છે, જીવનનું તે મૂળ કારણ છે અને તેના વિના જીવી શકાય જ નહિ એવી પ્રતીતિ થઇ હોય તો જ જાણવું કે ધર્મના રસ્તે ચાલવાને પોતે યોગ્ય છે. તે માટે પ્રથમ 'સત્સંગ' કરવો જોઇએ, ધાર્મિક પુસ્તકોનો શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરવો જોઇએ, તેના ઉપર વિચાર અને મનન કરવું જોઇએ. 'સત્સંગ' કરવાથી મનુષ્યમાં 'વિવેક' આવે છે: જ્યાં સુધી 'વિવેક' આવતો નથી ત્યાં સુધી મનુષ્ય એક ડગલું પણ આગળ વધી શકતો નથી, કારણ 'વિવેક' એ ધાર્મિક જીવનનું પ્રથમ પગથીયું છે. અહીં આપણે 'સત્સંગ' અને 'વિવેક' એટલે શું તે પ્રથમ જાણી લેવું જોઇએ. 'સત્સંગ' એટલે જ્યાંથી આપણને 'સત્' મળે તે 'સત્સંગ.' 'વિવેક' એટલે ખરા ખોટાની પરખ એટલું જ નહિ પણ 'વિવેક' એટલે ખરા ખોટાની પરખ ખરાને વળગી રહેવાનો અને ખોટાનો ત્યાગ કરવાનો નિશ્ચય અને તે પ્રમાણે વર્તન. આવો 'વિવેક' ઉદય થાય પછી જ

મનુષ્ય ધર્મમાર્ગે પ્રયાણ કરી શકે છે. 'વિવેક'ની વ્યાખ્યા કરવી એ ઘણું સહેલું છે પરંતુ તે પ્રમાણે વર્તન કરવું ઘણું જ મુશ્કેલ છે; કારણ જો આપણે તે પ્રમાણે વર્તન કરવાનો નિશ્ચય કર્યો હશે અને તેને આપણે અંતઃકરણપૂર્વક અનુસરવા માગતા હોઇશું તો દરરોજ ડગલે ને પગલે ખરૂં શું અને ખોટું શું એ પ્રશ્ન આવીને ઉભો રહેશે. દરેક માણસ સાથેનો આપણો દરરોજનો વ્યવહાર, આપણો ધંધો, અરે, આપણે સવારમાં ઉઠી રાતે સુઈ જઇએ ત્યાં સુધીમાં જે જે કામો કરીએ છીએ તે બધામાં તે પ્રશ્ન આવીને ઉભો રહેશે અને તે તે દરેક વખતે આપણી કસોટી થશે. સ્હેજ ખોટું કરવાથી મળતા દુનિયાદારીના તમામ લાભોને જતા કરવા પડશે. દુનિયા જેને દુઃખ માને છે તેમાંથી પસાર થવું પડશે. ટુંકમાં 'સતત જાગ્રત' રહેવું પડશે. 'વિવેક' પ્રાપ્ત કર્યા સિવાય તો ડગલુંય આગળ ચલાય તેમ નથી અને તેટલા માટે જ શ્રી મહાવીર પ્રભુના પાછલા ભવનું જે વર્ણન કરવામાં આવેલુ છે તે 'નયસાર'ના ભવથી કરવામાં આવ્યું છે. 'નયસાર' એટલે જેનામાં વિવેક બુદ્ધિ જાગ્રત થઈ છે તે. એટલે મોક્ષ પ્રાપ્તિના માર્ગમાં પ્રથમ દરેક મનુષ્યે 'નયસાર' થવું પડશે અને તે માટે સતત જાગ્રત રહેવું પડશે. શ્રી મહાવીર પ્રભુ નિર્વાણ પામ્યા તે પહેલાં તેઓએ જે ઉપદેશ આપ્યો છે તે પણ સતત જાગ્રત રહેવાનો જ આપેલો છે. પ્રભુએ કહ્યું છે કે 'હે ગૌતમ! એક સમયનો પણ પ્રમાદ કરીશ નહિ.' પ્રભુ નિર્વાણ પામ્યા ત્યારે ગૌતમ તો પ્રભુ પાસે હતા જ નહિ છતાં પ્રભુએ 'ગૌતમ' શબ્દ વાપર્યો તેનો અર્થ શું? પ્રભુ ગૌતમ સ્વામીને ઉદ્દેશીને તે વાકય બોલ્યા જ નથી પરંતુ દરેક મનુષ્યને ઉદ્દેશી બોલેલા છે. કારણ 'ગો' એટલે ઇંદ્રિયો અને "ગૌતમ" એટલે ઈંદ્રીયોનો સ્વામી. પ્રભુનો કહેવાનો ભાવાર્થ એ છે કે હે ઇંદ્રિયોના સ્વામી (મન)! એક સમયનો પણ પ્રમાદ સેવીશ નહિ. પ્રભુએ જે કાંઈ કહ્યું છે તે ઈંદ્રિયોના સ્વામીને ઉદ્દેશીને કહેલું છે, ઇંદ્રિયોના દાસને નહિ. તે ઉપરથી પણ સ્પષ્ટ થાય છે કે ધર્મ

માર્ગે તેજ આગળ વધી શકે કે જે ઇન્દ્રિયોનો સ્વામી છે; અને તેથી દરેક મનુષ્યે પ્રથમ તો ઈંદ્રિયોના સ્વામી બનવાનો પ્રયત્ન કરવો જોઇએ અને તે જ્યારે સ્વામી બને ત્યારે જ ધર્મમાર્ગે પ્રયાણ કરી શકે. ઇંદ્રિયોના સ્વામી બન્યા પછી શું કરવું તે પણ પ્રભુએ બતાવી દીધું છે. 'એક સમયનો પણ પ્રમાદ કરીશ નહિ.' પહેલાં આપણે 'સમય' એટલે શું તે જોઇશું. સો ફુલની પાંદડીઓને ઉપરા ઉપરી મુકી તેને સોયથી વીંધવામાં આવે અને પહેલી પાંદડીને વીંધાતા જેટલો વખત લાગે તેને 'સમય' કહે છે. તેટલા વખતનો પણ પ્રમાદ સેવવાની પ્રભુએ ના પાડી છે. હવે આપણે જોવાનું એટલું જ રહ્યું કે પ્રમાદ શેમાં કરવો નહિ? ખાવાપીવામાં, મોજમજાહમાં, સુવામાં, ગપ્પા મારવામાં કે શામાં? આવી બાબતોમાં પ્રમાદ ન સેવીએ તો આપણને આત્મપ્રાપ્તિ તો થવાની નથી જ; પરંતુ આપણે ઘણી જ નીચી કક્ષાએ ઉતરી જઇએ. આપણે આપણી જાતને મનુષ્ય તરીકે ઓળખાવી શકીએ જ નહિ. ત્યારે વિચારવાનો પ્રશ્ન એટલો જ રહે છે કે શેમાં પ્રમાદ ન કરવો! જેણે ધર્મમય જીવન જ જીવવાનો નિશ્ચય કર્યો છે તેને માટે તો એક જ ઉત્તર છે કે ધર્મમય જીવન જીવવામાં એક સમયનો પણ પ્રમાદ કરવો નહિ.

ધર્મમય જીવન જીવવા માટે આપણે સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણે ગુણોની પેલી પાર જવું પડશે. કામ, ક્રોધ, લોભ, માન, માયા વિગેરે જે આત્મધર્મના વિરોધી ગુણો છે તેના ઉપર આપણે વિજય મેળવવો પડશે અને તેના માટે આપણે ડગલે અને પગલે જાગ્રત રહેવું પડશે. આપણા દરેક કાર્યનું કારણ શું છે તેનું આપણે પૃથકકરણ કરીશું તો આપણને તુરત જણાઈ આવશે કે દરેક કાર્યની પાછળ આપણું અભિમાન (ego) અને આસક્તિ (attachment) કામ કરી રહ્યા છે. પછી ભલેને તે કામ દેખીતી રીતે સારું યા લોકોપયોગી લાગતું હોય. દરેક કાર્યની પાછળ આપણી કઇ ભાવના

કામ કરી રહી છે તેનું ખરું પૃથક્કરણ કરવા માટે આપણે આપણા દુશ્મન થવું પડશે. આપણો દુશ્મન જેવી રીતે આપણા નજીવામાં નજીવા દોષને શોધી કાઢે છે તેવી રીતે આપણે પણ આપણા કાર્ય પાછળ ખરી રીતે કઈ ભાવના કામ કરી રહી છે તે શોધી કાઢવું પડશે અને તે ભાવના આપણા આત્મધર્મની વિરોધી હશે તો તેને તેનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરાવવું પડશે. કામ, ક્રોધ, લોભ, મોહ વિગેરે રજોગુણનાં ફરજંદો છે અને આત્મપ્રાપ્તિ કરવી હોય તો તેના ઉપર વિજય મેળવ્યેજ છુટકો. તે વિજય મેળવવાના પ્રયાસમાં જરા પણ પ્રમાદ સેવવામાં આવે નહિ તેની યાદ દેવા માટે સાધુઓને રજોહરણ આપવામાં આવેલ છે અને તેના માટે એવો નિયમ કરવામાં આવ્યો છે કે રજોહરણ વગર એક ડગલું પણ ભરી શકાય નહિ. આનો અર્થ સ્પષ્ટ જ છે. ડગલે અને પગલે આત્માના વિરોધી તત્ત્વો ઉપર વિજય મેળવવાનો પ્રયાસ ચાલુ જ રાખવાનો છે, તેટલા માટે જ સાધુઓને મુહપત્તી પણ આપવામાં આવેલ છે. આત્મધ્યાનમાં એક ક્ષણની પણ ક્ષતિ આવવી ન જોઇએ. જે માણસની જીભ બહુ છુટી છે—બીજા શબ્દોમાં કહીએ તો જે બહુ વાચાળ છે તે કદી ધ્યાન ધરી શકતો નથી. આત્મધર્મ પ્રાપ્ત કરવાની અભિલાષાવાળા માણસે વાણીનો સંયમ કેળવવોજ રહ્યો અને તેટલા માટે મુખ ઉપર મુહપત્તી રૂપી લગામ રાખવાનું ઠરાવવામાં આવ્યું છે. આ તો જરા આપણે આડા ઉતરી ગયા. હવે પાછા મુખ્ય વિષય ઉપર આવશું.

આપણે ઉપર જોઇ ગયા કે વિવેક વગર તો એક ડગલુંય ચાલી શકાય તેમ નથી, એટલે 'વિવેક' તો મેળવવો જ રહ્યો: આવું વર્તન કરવામાં આવે તો પછી દુનિયા ચાલે જ નહિ, વ્યાવહારિક કામ થાય જ નહિ. વ્યહવાર કરતી વખતે તો દુનિયા કરે છે તેમ કરવું અને ધર્મ કરતી વખતે ધર્મ પ્રમાણે વર્તન કરવું જોઇએ એવો પ્રશ્ન થવા સંભવ છે. તેનો ઉત્તર એટલો જ છે કે દહીં અને દુધ બેમાં

પગ રાખી શકાય નહિ. જે ધર્મને જીવનથી જુદો પાડી શકાય છે તે ધર્મ ‘ધર્મ’ જ નથી, બીજું ગમે તે હોય. જીવનની પ્રત્યેક ક્રિયામાં ધર્મ વણાયેલો જ હોવો જોઇએ, બીજા શબ્દોમાં કહીએ તો ધર્મ પ્રમાણે જ આપણી દરેક ક્રિયા–ખાવાપીવાની, સુવા બેસવાની સુદ્ધાંત થવી જોઇએ. ફુલ સુગંધ જ આપે; અમુક સમયે આપે અને અમુક સમયે ન આપે તેવું બનતું નથી, તેવી રીતે આપણી દરેક ક્રિયા ધર્મ પ્રમાણે જ થવી જોઇએ. આગળ વધીને કહીએ તો આપણી દરેક ક્રિયા જ ‘ધર્મ’ હોવી જોઇએ. તેમ થવા માટે વિવેક પ્રાપ્ત કર્યા પછી ઘણું ઘણું કરવાનું રહે છે. ‘વિવેક’ એ તો પ્રથમ પગથીયું છે. વિવેક પ્રાપ્ત કર્યા પછી જ જ્ઞાનનાં (પ્રકાશનાં) કિરણો આવવા માંડે છે એટલે મનુષ્ય મરીચિ થાય છે (મરીચિ–પ્રકાશનું કિરણ). આપણે આગળ વધવા માટે ખાસ કરી ત્રણ ચીજોની જરૂરિયાત છે. (૧) અભિપ્સા, (૨) ત્યાગ અને (૩) સમર્પણ.

‘અભિપ્સા’ એટલે આત્મા યા મોક્ષ પ્રાપ્ત કરવાની ઉર્ધ્વગામી ઇચ્છા; શરીર, પ્રાણ અને મનની ભૂમિકાઓ. ઉપરની ભૂમિકામાં જે શક્તિ રહેલી છે તેને જાગ્રત કરી તેનું આહ્વાન કરી તે શક્તિને નીચે લાવી આપણા શરીર, પ્રાણ અને મનનું રૂપાંતર કરવાની ઇચ્છા. આ માટે પણ શાસ્ત્રોમાં ઘણું કહેવામાં આવેલું છે. એમ કહેવાય છે કે જંબુદ્વીપમાં મોક્ષ મળતો નથી પરંતુ મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ લેવામાં આવે તો મોક્ષ મળી શકે છે. જંબુદ્વીપ જેવો દ્વીપ ખરેખર છે કે કેમ અગર તો મહાવિદેહ ક્ષેત્ર જેવું કોઈ ક્ષેત્ર છે કે નહિ તેની ચર્ચામાં નહિ ઉતરીએ, પરંતુ આ એક સુંદર રૂપ તો છે જ. ‘જંબુ’ એટલે જડ. મન, પ્રાણ અને શરીરના ધર્મો જડ છે અને જ્યાં સુધી આપણે જડમાં જ રચ્યાપચ્યા રહીએ ત્યાં સુધી આપણને મોક્ષ મળી શકે જ નહિ એ દેખીતું છે. શરીર, પ્રાણ અને મનની ભૂમિકાઓની પર રહેલ મહાવિદેહની ભૂમિકાની શક્તિ જ્યારે આપણામાં પ્રગટ

થાય ત્યારે જ આપણને મોક્ષ મળી શકે. ગંગાવતરણ આનું સરસ રૂપક છે. ભગીરથ રાજા, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ શરીર, પ્રાણ અને મનના અધિષ્ટાતા દેવોને પ્રસન્ન કરી પોતાના પૂર્વજોને મોક્ષ પ્રાપ્ત કરાવવા માગણી કરે છે. ત્રણેય દેવો પોતાની અશક્તિ જાહેર કરે છે અને ભગીરથને કહેવામાં આવે છે કે ગંગાજી–મહાવિદેહની શક્તિનું જો અવતરણ થાય તો જ તે કાર્ય બની શકે. ભગીરથ ગંગાજીને પ્રસન્ન કરે છે પરંતુ ગંગાજી સીધાં પાતાળમાં આવવાની ના કહે છે. તેમને ઝીલનાર તો કોઇક જોઇએ જ. ભગીરથ ફરી બ્રહ્મા, વિષ્ણુને પ્રસન્ન કરે છે પરંતુ તેઓ પોતાની અશકિત જાહેર કરે છે. છેવટે શંકરને પ્રસન્ન કરવામાં આવે છે અને તેઓ ગંગાજીને ઝીલવાની હા પાડે છે. ગંગાજી શંકરના મસ્તકમાં ભરાઇ જાય છે. ભગીરથની પ્રાર્થનાથી આગળ ચાલી જન્હુ ઋષિની જાંઘમાં પેસી જાય છે. વળી ભગીરથ પ્રાર્થના કરે છે એટલે ગંગાજી આગળ ચાલે છે અને ભગીરથના પૂર્વજોનો મોક્ષ થાય છે. આપણને મોક્ષ અપાવનારી કોઈ શક્તિ હોય તો તે મહાવિદેહની શક્તિ છે. મહાવિદેહની શક્તિ આપણામાં ઉતરે પરંતુ તે ક્રમે ક્રમે મહાવિદેહથી ઉતરતાં પહેલી ભૂમિકા મનની આવે એટલે બ્રહ્મા અને વિષ્ણુએ–શરીર અને પ્રાણના અધિષ્ટાતા દેવોએ–ગંગાજીને ઝીલવાની ના પાડી. ગંગાજી શંકરના–મનના અધિષ્ટાતા દેવ મસ્તકમાં ભરાઈ રહ્યા ને મનની ભૂમિકાનું રૂપાંતર કર્યું તે બતાવે છે. ત્યારબાદ, જન્હુ ઋષિની જાંઘમાં પેઠા તે પ્રાણની ભૂમિકાનું રૂપાંતર કર્યું તે બતાવે છે. જાંઘનો ભાગ પ્રાણમય ભૂમિકાનું સુચન કરે છે. અને પછી જ ભગીરથના પૂર્વજોની રાખ એટલે શરીરની ભૂમિકાનું રૂપાંતર થાય છે. તેથી જ આપણો પ્રયત્ન શરીર, પ્રાણ અને મનની પેલીપાર રહેલી મહાવિદેહની શક્તિનું અવતરણ કરવા માટે હોવો જોઈએ અને તે માટે "મનની સંકલ્પ–શકિત જોઇએ, હૃદયની આધ્યાત્મિક તૃષા અને પ્રાણની અનુમતિ જોઇએ અને સ્થૂલ દેહને દિવ્ય શકિત પ્રત્યે ખુલ્લો કરવો જોઈએ તથા સ્થૂલ ચૈતન્ય

અને સ્થૂલ પ્રકૃતિને ચાકડા ઉપર ચઢાવેલી માટીના જેવી નરમ અને શીઘ્ર સંસ્કારગ્રાહી બનાવવી જોઈએ." આ પ્રમાણે થાય તો જ આપણે આગળ વધી શકીએ.

બીજી જરૂરી વસ્તુ છે 'ત્યાગ.' ત્યાગ એટલે અસ્વીકાર. અસ્વીકાર શેનો ?

"અવિદ્યામય, માનવ પ્રકૃતિની સામાન્ય ક્રિયાઓનો અસ્વીકાર. મનના વિચારો, અભિપ્રાયો, તેની પસંદગીઓ, તેનો જુનો અભ્યાસ તથા તેણે બાંધેલા ધારાધોરણો અને પરિમિત-સંકુચિત-શ્રેણીઓ વગેરે સર્વેનો સાધકે અસ્વીકાર કરવો જોઇએ. પ્રાણમાં રહેલી ઇચ્છાઓનો, વાસનાઓનો તથા ઈન્દ્રિયોનાં સંસ્પર્શો, વિકારો વિગેરેનો તથા સ્વાર્થ, અભિમાન દર્પ, કામવાસના, લોભ, ઇર્ષ્યા અને અસત્યનો વિગેરે સર્વેનો સાધકે સદંતર અસ્વીકાર કરવો જોઈએ. સ્થૂલ શારીરિક પ્રકૃતિમાં રહેલી મૂર્ખાઈ, શંકાશીલ વૃત્તિ, અશ્રદ્ધા, તપોગ્રસ્તતા, દુરાગ્રહ, ક્ષુદ્રતા, પ્રમાદ, રૂપાંતર પ્રત્યે ઉદાસીનતા, તમોગુણ, (જડતા) વિગેરે સર્વેનો પણ ત્યાગ કરવો જોઈએ." મનની વિકૃતિઓનો ત્યાગ કરવાથી "શાંત થયેલાં મનમાં સત્યજ્ઞાનની જ્યોતિનો ઉદય થઈ શકશે." પ્રાણની વિકૃતિઓના ત્યાગથી "વિશાળ અને શાંત થયેલા પ્રાણમાં ઉર્ધ્વભૂમિકામાં રહેતી સત્ય શક્તિનું અને સત્ય આનંદનું અવતરણ થઈ શકશે." સ્થૂલ શરીરમાં રહેલી વિકૃતિઓના ત્યાગથી "જ્ઞાનની જ્યોતિની, શક્તિની અને આનંદની વાસ્તવિક પ્રતિષ્ઠા સ્થૂલ શરીરમાં થઇ શકશે."

ત્રીજી વસ્તુ છે 'સમર્પણ.' સમર્પણ કરવા માટે આપણે નિઃસ્પૃહ, નિરદંભ અને નિરહંકારી થવું પડશે. નિર્દંભ થયા શિવાય નિસ્પૃહ થઈ શકાતું નથી. આ બાબતમાં વિશેષ વિવેચન નહિ કરતાં આનંદઘનજી મહારાજની એક લીટી જ પ્રથમ જિનેશ્વરના સ્તવનમાંથી બસ થશે.

'કપટરહિત થઈ આતમ અરપણા આનંદઘન પદ રેહ.'

અભિપ્સા, ત્યાગ અને સમર્પણ એટલે શું તે આપણે ઉપર જોયું. ત્રણેની વ્યાખ્યા જાણ્યા પછી સ્હેજે પ્રશ્ન ઉદ્‌ભવે તેમ છે કે આ તો મોટો પહાડ આપણા સામે ઉભો કરવામાં આવે છે. શું આવું વર્તન શક્ય છે ? આ તે શી રીતે બની શકે ? આનો ઉત્તર એટલો જ છે કે આત્મા પર વિજય મેળવવો હોય તો તે કરવું જ પડશે. પ્રયત્નથી સઘળી વસ્તુ સાધ્ય થઈ શકે છે. આત્મપ્રાપ્તિ એ જેવો તેવો લાભ નથી, તેને મેળવવા કિંમત તો આપવી જ પડશે. નજીવામાં નજીવી ચીજ જોઈતી હોય તો પણ તેની કિંમત આપવી પડે છે, તો પછી આત્મપ્રાપ્તિ, વગર કિંમતે મેળવવા અભિલાષ કેમ રખાય ? કુદરતનો નિયમ છે કે 'મફત આપવું નહિ એટલે આત્મ-પ્રાપ્તિની કિંમત તો આપણે ચુકવવી જ પડશે. કિંમત ચુકવવાનાં સાધન કે શક્તિ આપણી પાસે ન હોય તો તે મેળવવાની આશા રાખવી તે આકાશકુસુમવત્ છે.

અભિપ્સા, ત્યાગ અને સમર્પણ કરવા માટે આપણે આપણું દૃષ્ટિબિંદુ જ ફેરવી નાખવું પડશે. દુનિયાદારીની હરેક ચીજ કે દરેક કાર્ય પાછળ અત્યારે આપણી જે ભાવના કામ કરી રહી છે તેને બદલી નાખી આત્મપ્રાપ્તિમાં મદદકર્તા થાય તે જ ભાવના રાખવી પડશે. કર્તાપણાનું અભિમાન અને ફળની આશાનો ત્યાગ કરવો પડશે. જે થાય તે સમભાવે, ઉદાસીન ભાવે, સાક્ષીભાવે જોવાની ટેવ કેળવવી પડશે. આત્મપ્રાપ્તિ માટે આપણી પાસે અખૂટ ઉત્સાહ અને અખૂટ ધૈર્ય જોઈશે. આજે ને આજે આત્મપ્રાપ્તિ કરવી છે એવા ઉત્સાહથી કામ કરવું પડશે. ઉત્સાહ એટલે ચંચળતા નહિ એ ખ્યાલમાં રાખવા જેવું છે. આટલી ઉતાવળની શી જરૂર છે, ધીમે ધીમે કરીએ તો ન ચાલે ? આવા પ્રશ્ન માટે શ્રી મહાવીર પ્રભુના શબ્દો જ બસ છે. શ્રી પ્રભુ કહે છે કે 'મોત (મરણ)ની સાથે જેને

દોસ્તી છે તે ભલે ગમે તેમ વર્તે, પરંતુ મોત જેનો દોસ્ત નથી તેવાઓએ તો તુરત જ ધર્મકાર્યમાં લાગી જવું જોઇએ.' મનુષ્ય-દેહ દેવોનેય દુર્લભ અને મોક્ષનું દ્વાર હોવા છતાં આયુષ્યનો ભરોંસો નથી. મોત કઇ ઘડીએ આવી ઉભું રહેશે તે કોઇ જાણતું નથી. માટે આત્મપ્રાપ્તિની ઇચ્છાવાળાએ તો એક સમયનો પણ પ્રમાદ નહિ કરતાં તુરત ધર્મકાર્યમાં રત થઇ જવું જોઇએ.

ધૈર્ય એટલું હોવું જોઇએ કે યુગોના યુગો વહી જાય છતાંય નિરાશા આપણામાં પ્રવેશી શકે નહિ. 'નિરાશા' સાધકનો મોટામાં મોટો દુશ્મન છે. મનુષ્ય અનંત જન્મોના સારા અને ખોટા સંસ્કારો લઇ જન્મે છે, તે પૈકી ખોટા તમામ આત્મપ્રાપ્તિ કરવા ઇચ્છતા માણસે દૂર કરવા પડશે અને તેમ કરવામાં સમય તો જશે જ. ગટરમાં કચરો જામી જાય છે અને પાણી તેના ઉપરથી વહી જાય છે. આપણે તો એમ જ માનીએ છીએ કે ગટરમાંથી પાણી સીધી રીતે જાય જ છે: પરંતુ કોઇ વખત ગટરના તળીએ જામેલો કચરો આપણી નજરે ચડે છે અને તેને સાફ કરાવવા આપણે પ્રયત્ન કરીએ છીએ. ગટરનો કચરો જે વખતે ઉખેળવામાં આવે છે ત્યારે એટલી તો દુર્ગંધ ફેલાય છે કે આપણાથી તે સહન થતી નથી અને આપણને લાગે છે કે આવી ગૂંગળામણ ભોગવવા કરતાં તો ગટર સાફ કરવી શરૂ ન કરી હોત તો જ સારું હતું. તેવી જ રીતે સાધક જ્યારે ધર્મ તરફ વળે છે ત્યારે અનંત જન્મોનો કુસંસ્કારો રૂપી કચરો પડયો હોય છે તેને ઉખેળવો પડે છે. તેમ કરતાં તે ગૂંગળાઇ જાય છે. તેને લાગે છે કે આના કરતાં સાધના શરૂ ન કરી હોત તો જ સારું હતું, આનો તો અંત જ દેખાતો નથી. આવા વિચારો તેનામાં નિરાશા લાવે છે અને કેટલીક વખત સાધક સાધના મુકી પણ દે છે અને તેટલા માટે જ અખૂટ ઉત્સાહ અને અખૂટ ધૈર્યની અપેક્ષા રહે છે. બીજી એક વસ્તુની જરૂર છે. તે એ છે કે, સાધના કરતી વખતે આત્મવંચના તો

થવી જ ન જોઈએ. કોઈકે કહ્યું છે કે 'પોતાની જાતને છેતરવામાં મનુષ્ય એક્કો છે.' દરેક કાર્ય કરતી વખતે કઈ ભાવના કામ કરે છે તેની સતત ચોકીદારી સાધકે રાખવી જ રહી. કેટલાક કાર્યો એવા હોય છે કે દેખાવમાં તે શાસ્ત્રસંમત અને લોકપ્રમાણ હોય છે પરંતુ જરા ઊંડા ઉતરીને જોતાં તેની પાછળ મનુષ્યનું અભિમાન જ-(Ego) કામ કરતું હોય છે. આત્મધર્મના વિરોધીઓનો તો સ્વપ્ને પણ ખ્યાલ લાવવો જોઈએ નહિ. આત્મધર્મના વિરોધીઓ-કામ, ક્રોધ, લોભ, માન, માયા વિગેરે એવા તો ચાલાક, બહુરૂપી અને શક્તિશાળી છે કે તેમને જરા જેટલોય માર્ગ મળ્યો કે તરત જ આપણામાં પ્રવેશ કરશે અને આપણને આડા રસ્તે ચડાવી દેશે. નળરાજાએ શૌચ જઈ આવી હાથપગ ધોયા પરંતુ પાનીની સહજ જગ્યા ધોયા વગરની રહી ગઈ અને કલિએ તેમનામાં પ્રવેશ કર્યો. રયણાદેવીની વાત તો પ્રસિદ્ધ જ છે. વાતનો ટુંક સાર નીચે મુજબ છે:—

બે ભાઈઓ દરિયાની મુસાફરી કરે છે. વહાણ ભાંગી જાય છે. બન્ને ભાઈઓ ઘણા દિવસે કિનારે આવે છે. કિનારા ઉપર તેમનું સ્વાગત એક અનુપમ સુંદરી કરે છે. તેમને પોતાની સાથે લઈ જાય છે અને અનેક પ્રકારના ભોગવિલાસ ભોગવે છે. વર્ષ પૂરું થવા આવે છે. સુંદરી કે જે રયણાદેવી છે તેને બહાર જવાનું થાય છે. કિલ્લાની કુંચીઓ બન્ને ભાઈઓને આપે છે અને જ્યાં હરવું ફરવું હોય ત્યાં હરવા ફરવાની છૂટ આપે છે. માત્ર ઉત્તરનો દરવાજો ઉઘાડવાની અને કિલ્લા બહાર જવાની ના પાડે છે. મનુષ્ય સ્વભાવ એવો છે કે જેની મના કરી હોય તે કરવાની ઈચ્છા તેનામાં પ્રથમ થાય છે. રયણાદેવીને પાછા આવવાને એક દિવસ બાકી રહે છે અને બન્ને ભાઈઓ ઉત્તરનો દરવાજો ઉઘાડે છે. ઉઘાડતાની સાથે તેમની નજરે હજારો માણસોની ખોપરીઓ પડે છે અને એક માણસને શૂળીએ ચડાવેલો જુએ છે. તેને હકીકત પૂછતાં જણાય છે કે બન્ને ભાઈઓના આગમન

પહેલાં શળી ઉપરનો માણુસ રયણાદેવીનો પ્રેમપાત્ર હતો, આજે આ બંને ભાઇઓના આવવાથી તેને શળીએ ચડાવવામાં આવ્યો. વળી નવીન માણુસ આવતાં બંને ભાઇઓની તેના જેવીજ સ્થિતિ થવાની. આથી બંને ભાઇઓ ગભરાઈ જાય છે. રયણાદેવીની જાળમાંથી છૂટવા કોઈ માર્ગ હોય તો તે બતાવવા વિનંતિ કરે છે. બગીચામાં યક્ષનું મંદિર છે તે યક્ષ પ્રસન્ન થાય તોજ તેઓ બચી શકે એમ તેમને કહેવામાં આવે છે. બન્ને ભાઇઓ એકચિત્તે યક્ષની પ્રાર્થના કરે છે. યક્ષ પ્રસન્ન થાય છે પરંતુ તે એક શરત એવી મુકે છે કે બન્ને ભાઇઓએ રયણાદેવીનો વિચાર પણ કરવો નહિ. બન્ને કબુલ થાય છે. યક્ષ બન્ને ભાઇઓને ખભા પર બેસારી ઉડે છે અને તે જ વખતે રયણાદેવી આવી પહોંચે છે. બન્નેને પાછા વાળવા રયણાદેવી ઘણા ઘણા પ્રયત્નો કરે છે; લાલચ આપે છે, ભય બતાવે છે, પરંતુ બન્ને ભાઇઓ મક્કમ છે. રયણાદેવીનો એકે ઉપાય ચાલતો નથી ત્યારે તેણી વિનતિ કરે છે કે 'મારા સાથે આટઆટલા સુખો ભોગવ્યાં તો એક વખત તો મારી સામું જુઓ.' નાના ભાઇને લાગે છે કે તેમ કરવામાં હરકત નથી. જોવામાં શો વાંધો છે? આ વિચાર તેના મનમાં આવે છે, તે જ વખતે યક્ષ તેને ઉપાડી ફેંકી દે છે. રયણાદેવી તેને પકડી રાઈ રાઈ જેટલા ટુકડા કરી ચારે બાજુ ફેંકી દે છે. તેવી જ રીતે જ્યાં સુધી આપણે આત્મ-વિરોધી તત્ત્વોના કિલ્લામાંથી બહાર નીકળતા નથી યા તેમના કહેવા પ્રમાણે કરીએ છીએ ત્યાં સુધી તો દુનિયાદારીનું કહેવાતું સુખ આપણને મળે છે, પરંતુ એક વખત તેમના કિલ્લામાંથી બહાર નીકળ્યા પછી એટલે ધર્મમાર્ગે પ્રયાણ કર્યાં પછી આત્મવિરોધી તત્ત્વોનો વિચાર સરખો પણ કરવામાં આવે છે તો સાધકની સાધના તો એક બાજુ રહી જાય છે એટલું જ નહિ પણ તેનો સર્વથા વિનિપાત થાય છે અને તેનો ક્યાંય પત્તો પણ પડતો નથી. આ માટે રાત્રે સુતી વખતે ઉંઘમાં જાગ્રત રહેવાની પણ ખાસ જરૂર છે. જાગ્રત અવસ્થામાં તો આપણે વિરોધી તત્ત્વોનો સામનો કરી

શકીએ પરંતુ આપણે જ્યારે ઉંઘમાં હોઇએ છીએ ત્યારે આપણને કાંઈ ભાન હોતું નથી અને વિરોધી તત્ત્વોને આપણા ઉપર વિજય મેળવવાની સુંદર તક મળી જાય છે. આખો દિવસ ધર્મધ્યાન કરી સાધકે જે કાંઇ મેળવ્યું હોય છે તે રાત્રે ઉંઘમાં પોતાની અભાન અવસ્થાને લઈ ગુમાવી દે છે. અને પ્રભાતમાં તેને લાગે છે કે પોતે મેળવેલું તો ગુમાવ્યું જ છે પરંતુ બીજું પણ કાંઇક વધારાનું ગુમાવ્યું છે. આનું કારણ ઉંઘતી વખતની આપણી અભાન અવસ્થા છે; તેટલા માટે જ ઉંઘમાં પણ જાગ્રત રહેવાની જરૂર છે. ઉંઘમાં જાગ્રત ! આ તે કેવી વાત ! ઉઘ્યા એટલે ઉંઘ્યા, તે વખતે તો ભાન રહે જ શી રીતે ? જેને આ બાબતનો અનુભવ નથી તેને આમ લાગે તે સ્વાભાવિક છે, પરંતુ સાધુપુરૂષો ઉંઘમાં જાગ્રત રહી શકાય છે એની પ્રતીતિ આપે છે. ઉંઘમાં આપણા બે ભાગ પડી જાય છે. એક ભાગ સદાય જાગ્રત હોય છે, બીજો ભાગ ઉંઘે છે, સ્વપ્ન પણ જુએ છે વિ. ઉંઘમાં કે સ્વપ્નમાં પોતે જો કાંઈ કાર્ય કરતો હોય છે અને તે સાધનાની વિરૂદ્ધ હોય છે તો જાગ્રત ભાગ તે અટકાવી શકે છે અને અટકાવે છે. ઘણા સાધકોને આ અનુભવ થયેલો હોય છે એટલે આપણી બુદ્ધિમાં ઉતરતું નથી માટે ખોટું એ ન્યાયે ઉંઘમાં જાગ્રત રહેવાનું બને જ નહિ એમ માની લેવું એ ભૂલ ભરેલું છે.

ઉપર જે વિવેચન કરવામાં આવેલું છે તે ઉપરથી ધર્મમય જીવન ગાળવાનું કેટલું મુશ્કેલ છે તે સહેજે જણાઇ આવે તેવું છે, પરંતુ આપણામાં જો સાચી શ્રદ્ધા હશે, આપણી સાચાદિલી (sincerity) હશે તો જરૂર આપણે ધર્મમાર્ગે પ્રયાણ કરી શકીશું. ‘શ્રદ્ધા’ એટલે શું અને તે કેવી હોવી જોઇએ તેનું વિવેચન અસ્થાને નહિ ગણાય. જે વસ્તુ જોઇ નથી, જાણી નથી, તેના ઉપર શ્રદ્ધા શી રીતે રહે ? આંધળી શ્રદ્ધાથી ફાયદો શું ? પ્રથમ આપણે જાણી લેવું જોઈએ કે ‘શ્રદ્ધા’ હમેશાં આંધળી જ હોય. આપણને

સમજણ પડ્યા પછી માનવું તે શ્રદ્ધા નથી પણ જ્ઞાન છે. નાના બાળકને કહીએ કે બે ને બે ચાર. બાળક તેનું કારણ પૂછે છે ત્યારે તેને કહેવામાં આવે છે કે તેમ જ થાય. તું મ્હોટો થઈ ગણિત શીખીશ એટલે તને સમજાશે, અત્યારે તો અમે કહીએ છીએ તેના ઉપર શ્રદ્ધા રાખી આગળ ચાલ. તે જ પ્રમાણે આત્મા છે, તે એક જ પ્રાપ્ત કરવા લાયક વસ્તુ છે અને તે પ્રાપ્ત કરી શકાય છે એમ જ્ઞાની પુરુષો જેમણે આત્મા જોયો છે, મેળવ્યો છે તેમણે કહ્યું છે. તેના ઉપર શ્રદ્ધા રાખી આપણે તેમણે બતાવેલા રસ્તે પ્રયાણ કરવું જ જોઇએ. જ્ઞાની પુરુષોએ બતાવેલા રસ્તે ચાલીશું તો જરૂર એક દિવસ આપણે ઇચ્છિત વસ્તુ મેળવી શકીશું. શ્રદ્ધા એવી હોવી જોઈએ કે આપણને હવામાં કોઈની પણ મદદ સિવાય લટકવાનું કહેવામાં આવે તો પણ આપણે બીજા કોઈની મદદ શિવાય માત્ર આપણી શ્રદ્ધાના બળે જ હવામાં લટકી શકીએ.

ગત અનંત જન્મોના કુસંસ્કારો આપણામાં પડયા છે એટલે આપણાથી ભૂલો તો અનેક થશે, પરંતુ, તેથી નિરાશ થવાની જરાયે જરૂર નથી. ભૂલ કર્યા પછી તેના માટે નકામા રોદણા રોઈ વખત બગાડવાની જરૂર નથી. 'હું પાપી છું, ભારે કર્મી છું, મારાથી કાંઈ થઈ શકે તેમ નથી, અધમ છું' આવા વિચારોને તો સ્વપ્નમાં પણ સ્થાન આપવાનું નથી. ભૂલ થઈ જાય. તો તેને માટે પશ્ચાતાપ થાય એ સ્વાભાવિક છે પરંતુ ઉપર જેવા વિચારો કરી વખત બગાડવો તે કોઈ રીતે ઈષ્ટ નથી. પશ્ચાતાપનો અર્થ થયેલી ભૂલ માટે માફી માગવી અગર કલ્પાંત કરવું એવો નથી. 'પશ્ચાતાપ' એટલે થયેલી ભૂલ ન થાય તે માટે સતત પ્રયત્ન. આત્માને અનંત શક્તિના ધણી તરીકે શાસ્ત્રોએ વર્ણવેલો છે. આત્મા ધારે તે કરી શકે છે એટલે ભૂલ થવાનાં કારણે 'હું પાપી છું' વિગેરે વિચારો કરવાના બદલે 'મારો આત્મા અનંત શક્તિનો ધણી છે, તે ધારે તે

કરી શકે છે.' એવી ભાવના ભાવવાની જરૂર છે. ગત અનંત જન્મોના સંસ્કારોને લઇ ભૂલ થઈ ગઈ પણ ફરીથી આવી ભૂલ કરીશ નહિ એવી ભાવના રાખવાની જરૂર છે. સાધકમાં આ ભાવના આવી હશે તો ફરીથી ભૂલ કરતી વખતે પણ તે જાગ્રત હશે, પોતે ભૂલ કરે છે તેનું તેને ભાન હશે, ફરી ભૂલ ન થાય તે માટે તેનો પ્રયત્ન પણ હશે. આવી રીતે આગળ વધતાં જરૂર એક દિવસ એવો આવશે કે જ્યારે તેના હાથે ભૂલ થવા પામશે જ નહિ.

મહાવિદેહની શક્તિને પ્રગટાવવા માટે અને તેનું આહ્‌વાન કરી નીચે લાવી મન, પ્રાણ અને શરીરની ભૂમિકાઓનું રૂપાંતર કરાવવા માટે પ્રથમ તો આપણું શરીર મજબુત જોઈએ. મનુષ્ય દેહ દેવોનેય દુર્લભ અને મોક્ષનું દ્વાર છે. આપણો આત્મા તેમાં બિરાજે છે એટલે તે આત્માનું મંદીર છે. મંદીરને તો સ્વચ્છ અને સારું રાખવું જ જોઈએ. શરીર સારૂં-મજબુત નહિ હોય તો તે મહાવિદેહની શકિતને ઝીલી શકશે નહિ અને ઉલટ પરિણામ એવું આવશે કે મહાશકિતના અવતરણના કારણે મનુષ્યનું કાંતો મોત થાય યા તો તે ગાંડો થઈ જાય, એટલા માટે પ્રથમ આપણે આપણું શરીર સુંદર અને સુદૃઢ બનાવવું પડશે. શરીરને મોજશોખ કરાવી બગાડવાનું નથી તેમ હદથી ઉપરાંત ઉપવાસ વિગેરે કરીને પણ શરીર બગાડવાનું નથી. શરીર સુદૃઢ રહે માટે જોઈતા ઉપચાર અને આહાર કર્યેજ છુટકો. શરીર સારૂં નહિ હોય તો પછી મનુષ્યદેહ મોક્ષનું દ્વાર હોવાં છતાં મોક્ષમાં પ્રવેશ કરી શકાશે નહિ. પ્રશ્ન થશે ' આ તે કેવી વાત ! દેહદમન તો તપ છે: મહાવીર પ્રભુએ પણ ઉપવાસ કરેલા છે.' શાસ્ત્રોના કહેવા પ્રમાણે જો મનુષ્યદેહ મોક્ષનું દ્વાર હોય અને મનુષ્ય-યોનિમાંથી જ મોક્ષે જવાતું હોય, તો પછી શરીરને સુદૃઢ રાખવાની બાબતમાં કોઈ ભિન્ન મત બતાવશે નહિ. શરીર ઉપર મોહ કે આસકિત રાખી તેનું લાલનપાલન કરવાનું નથી પરંતુ ધર્મ કરવામાં

શરીર વિઘ્નરૂપ ન બને તે માટે તેને સુદૃઢ તો રાખ્યે જ છૂટકો. આપણે ઉપવાસનો જે અર્થ અત્યારે કરીએ છીએ તેવા ઉપવાસ મહાવીર પ્રભુએ કર્યા હોય એમ માનવા માટે કાંઈ કારણ નથી. અમુક દિવસોના માટે ઉપવાસ કરવા છે એવો નિયમ પ્રભુએ લીધાનું જણાતું નથી. આપણે કોઈ કાર્ય કરવામાં એકચિત્ત બન્યા હોઈએ છીએ ત્યારે આપણને વખતનો ખ્યાલ રહેતો નથી. કોઈ આવીને કહે છે કે 'હવે ઉઠવું છે કે નહિ! એક વાગ્યો!' ત્યારે આપણને ભાન થાય છે કે આપણે ઘણો વખત કાર્યમાં રોકાયલા હતા. મહાવીર પ્રભુ આત્મધ્યાનમાં મગ્ન થતાં તેઓશ્રીને પોતાના દેહનું, વખતનું કે ભૂખનું સ્વપ્ન પણ ન હોય. ધ્યાનમાંથી જાગ્રત થતાં દેહને પોષણ આપવાની જરૂર જણાતાં તેઓશ્રીએ પારણું કરેલું છે. શ્રી મહાવીર પ્રભુએ જે જે ઉપવાસો કર્યાનું કહેવામાં આવે છે તે ઉપવાસના દિવસોની સંખ્યા જોવાથી પણ આપણી ખાત્રી થાય તેમ છે કે પ્રભુએ આપણે જેને ઉપવાસ કહીએ છીએ તેવા ઉપવાસ કર્યા જ નથી. ત્રણ માસમાં બે દિવસ ઓછા, પાંચ માસમાં પાંચ દિવસ ઓછા, વર્ષમાં એક દિવસ ઓછો (જે સમય અહીં બતાવવામાં આવ્યો છે તે સમયના ઉપવાસ કર્યાનું કહેવામાં આવે છે તેમ નથી પરંતુ જે દિવસો બતાવ્યા છે તે આવા જ છે) આવી રીતની સંખ્યા બતાવવામાં આવેલી છે. ત્રણ માસ, પાંચ માસ કે બાર માસ પૂરા કરવા શી હરકત હતી! પ્રભુએ 'ઉપવાસ' કર્યા છે, જો આપણે 'ઉપવાસ'નો અર્થ સમજીએ તો 'ઉપવાસ' એટલે આત્મા પાસે વસવું તે. આ અર્થ પ્રમાણે જરૂર પ્રભુએ ઉપવાસ કરેલા છે. લખવાનો અર્થ એવો નથી કે મનુષ્યને ઉપવાસ વિગેરે તપની જરૂર નથી. આત્મધ્યાન કરવા માટે ઉપવાસની કે બીજા કોઈ તપની જરૂર લાગે તો તે કરવું જ જોઈએ. માત્ર દેખાદેખી કે સાંપ્રદાયિકપણે કરવાની અપેક્ષા નથી. પર્યુષણના દિવસોમાં ભૂખ હોવા છતાં ઉપવાસ કરવા, પર્યુષણ સિવાયના દિવસોમાં ભરેલું પેટ હોવા છતાં ખાવું તે નકામું છે.

આવા ઉપવાસ દંભ નહિ તો મિથ્યાચાર તો છે જ. ટુંકામાં આપણી દરેક ક્રિયા આત્મપ્રાપ્તિના ધ્યેયને લક્ષમાં રાખી કરવી જોઇએ.

આત્મપ્રાપ્તિના માર્ગે આપણે આગળ વધીએ છીએ કે નહિ તે જાણવાનો માર્ગ પણ શાસ્ત્રોએ બતાવેલો છે. 'સમતા' એ અધ્યાત્મ માર્ગનું થરમામીટર છે. ધર્મમય જીવન ગાળવા માગતા પ્રત્યેક માણસે સમતા કેળવવી જ પડશે. દુનિયાના કહેવાતા બનાવો કે પ્રસંગો આત્મધર્મ નથી, તેનાથી જુદા છે એટલે તે સારા યા ખોટા બને, તેમાં સાધકે સમભાવ જ રાખવાનો છે. બનેલા બનાવ પ્રત્યે સમભાવ રાખવામાં ન આવે તો આત્મધર્મના માર્ગથી વિચલિત થવાય છે અને આપણે પાછા પડીએ છીએ. 'સમતા'નો અર્થ 'જડતા' નહિ. દરેક કાર્ય કેમ થયું તે સાધક જાણતો હોય છે પરંતુ તે તરફ પોતે ઉપેક્ષાવૃત્તિ બતાવે છે. તેને નથી થતો રાગ કે દ્વેષ કે નથી થતો હર્ષ કે શોક. તે જાણે છે કે પ્રકૃતિના નિયમ પ્રમાણે બધું બન્યે જાય છે માટે સમતા તજવા જરૂર નથી.

ધર્મમય જીવન ગાળવા માટે સાધારણ રીતે જે વસ્તુઓની અપેક્ષા છે તે નીચે પ્રમાણે:-(૧) સત્સંગ, (૨) વિવેક, (૩) શ્રદ્ધા, (૪) અભિપ્સા, (૫) ત્યાગ યાને અસ્વીકાર, (૬) સમર્પણ અને તે માટે નિસ્પૃહતા, નિર્વંઘતા અને નિરહંકારપણું, (૭) સતત જાગૃતિ (૮) કર્તાપણાનું અભિમાન અને ફળની ઇચ્છાનો ત્યાગ (૯) સાક્ષીભાવ (૧૦) પશ્ચાત્તાપ (૧૧) સમતા વિ.

'ધર્મમય જીવન, શા માટે અને કેમ ગાળવું' આ વિષય ઉપર નિબંધ મગાવી કાર્યકર્તાઓએ દરેકને પોતાના વિચાર વ્યક્ત કરવાની જે તક આપી છે તે માટે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

'અભિપ્સા' અને 'ત્યાગનું જે વર્ણન આ નિબંધમાં આપવામાં આવેલું છે તે શ્રી અરવિંદના 'મા' નામના પુસ્તકમાંથી લેવામાં આવેલું છે.

ૐ

શાંતિ! શાંતિ! શાંતિ!

# ધર્મમય જીવન
## શા માટે
# અને કેમ ગાળવું ?

( લેખિકાઃ-બહેન ચંદ્રા એ. શાહ અમદાવાદ )

'ધર્મમય જીવન શા માટે અને કેમ ગાળવું' એ પ્રશ્ન ચર્ચતા પહેલાં ધર્મ એટલે શું એ પ્રશ્ન ઉભો થાય છે. ધર્મ એટલે ફરજ, Duty. મનુષ્ય તરીકેની બીજા મનુષ્યો તરફ તેમજ પ્રાણી માત્ર તરફ આપણી ફરજ. માનવદયાનો મહા ધર્મ, પ્રેમનો પરમ ધર્મ એ જ ખરો ધર્મ છે. કોઈ પંથના પૂજારી થવું અગર મંદિર કે મસ્જીદમાં જઈ મૂર્તિની પૂજા કરવી, માળા ફેરવવી, વ્રત, જપ, તપ વગેરે કરવાં એનું નામ ધર્મ નથી. આ બધી વિધિઓ ભલે પ્રથમ પગથીઆ તરીકે કરે પરંતુ ત્યાંથી આગળ વધવાની દષ્ટિથી નહિ કે પછી તે ક્રિયાકાંડને વળગી રહેવું અને તેને જ ખરો ધર્મ માની બેસવું. ક્રિયાકાંડ એ તો સાધન છે, ધ્યેય નથી. અત્યારે તો ખરો ધર્મ પ્રેમનો પરમ ધર્મ, પ્રાણી માત્ર તરફ સમભાવ-વિશ્વબંધુત્વની ભાવના ભૂલાઈ ગયા છે અને લોકો બાહ્યક્રિયાકાંડને જ વળગી રહ્યા છે, તે જ ખરો ધર્મ છે એમ માની બેઠા છે. જુદા જુદા ધર્મો વચ્ચે ઝઘડા થવાનું મુખ્ય કારણ પણ આ જ છે. દરેક ધર્મમાં ક્રિયા-વિધિઓ શું છે તે જોવાની જરુર નથી. દરેકમાં ધ્યેય શું છે તે જ જોવાની જરૂર છે. આત્માની દેહ ભાવમાંથી, દેહ બંધનમાંથી મુક્તિ એ જ દરેક ધર્મનું ધ્યેય હોવું જોઇએ. પછી તે ધ્યેયને પહોંચવાનાં સાધન Means ભલે જુદાં હોય, એમાં તકરાર કરવાનું કંઈ પ્રયોજન

નથી. અત્યારે જગતમાં અનેક ધર્મો છે એમ કહેવાય છે, પરંતુ સૂક્ષ્મ દષ્ટિથી જોઈશું તો તે બધાનું મૂળ એક જ છે. જેવી રીતે વૃક્ષનું મૂળ તો એક જ છે પણ ડાળીઓ અનેક છે, તેવી રીતે આ જુદા દેખાતા ધર્મો ક્રિયાકાંડને લીધે પડેલા જુદા જુદા પંથો છે. દરેકનું લક્ષ તો એક જ છે. દા. ત. કોઈ ધર્મ એમ નહિ કહે કે અનીતિમાન બનો અગર અસત્ય બોલો.

મનુષ્ય આ દુનિયામાં પોતાના જીવનનો બધો સમય દેહની સેવામાં–દેહના લાલનપાલનમાં ગુમાવી દે છે. ઇન્દ્રિયોનાં સુખો માટે રાત્રિ દિવસ મહેનત કરતો જોવામાં આવે છે. એમ કરતાં જે કંઇ થોડું ઘણું મળે છે તેથી તેને સંતોષ નથી થતો, તે વધારે માટે પ્રયત્ન કરે છે. દા. ત. તેને રહેવાને ઘર મળે તો તે બંગલા માટે પ્રયત્ન કરતો જોવામાં આવે છે. કદાચ એથી પણ ઘણું મળે તો પછી તેના કરતાં બીજો કોઇ ચઢી ન જાય એ માટે તે પ્રયત્ન કરે છે. પરંતુ એ સમજતો નથી કે આ દેહની જેને લીધે કીમત છે તે આત્માને માટે તો કંઇ પણ કરતો નથી. દેહભાવમાં તે એવો રચ્યો પચ્યો રહે છે કે તેને આત્મા શું છે એ પણ ખબર પડતી નથી. હું કહેનાર આ શરીર છે એમ તે દઢપણે માની બેઠો હોય છે. પરંતુ જો વિવેક બુદ્ધિ–સારાસાર પારખવાની શક્તિથી વિચાર કરવામાં આવે તો 'હુ' કહેનાર આ શરીર નથી પણ બીજું કોઇ છે એમ જણાશે. દા. ત. આપણે મૃત્યુ પામીએ છીએ ત્યારે આ શરીર કાષ્ટ જેવું થઇ જાય છે, તેમાંથી દુર્ગંધ નીકળવા લાગે છે ત્યારે વિચાર થાય છે કે આપણામાં પહેલાં એવી કઇ વસ્તુ હતી કે જેને લીધે આ શરીર પહેલાં હાલતું–ચાલતું તેજોમય દેખાતું હતું. તે ઉપરથી લાગે છે કે આપણે આ શરીર ઉપરાંત બીજું કાંઇ છીએ. વળી કોઇ પર્વત પર ચડીએ છીએ ત્યારે સ્થૂલ દષ્ટિથી જોતાં તો એમ જ લાગે છે કે શરીર ચડે છે પણ જ્યારે શરીર આત્મા

વિનાનું થઈ જાય છે ત્યારે તો એક ડગલું પણ આગળ ચાલી શકતું નથી. એ ઉપરથી ખાત્રી થાય છે કે આપણે શરીર ઉપરાંત બીજું કાંઈ છીએ. અને તે જ બલવાન છે, કારણ તેના વિના શરીરની કાંઈ કીંમત નથી. અને તેને જ આપણે ચેતન અગર આત્મા એ નામે ઓળખીએ છીએ.

આ રીતે આપણે જોઈ ગયા કે દેહભાવે રહેવાથી મનુષ્ય આત્માનું સાચું જ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી, જેથી આખી માનવ-જીંદગી ગુમાવી દે છે, છતાં પણ તે પોતાના ધ્યેયને પહોંચી શકતો નથી. અરે, ધ્યેય પ્રત્યે એક ડગલું પણ આગળ વધી શકતો નથી. પ્રશ્ન હવે એ થાય છે કે માનવી જીવનનું ધ્યેય શું છે?

આપણે જોઈ ગયા કે શરીરમાં આત્મા એ જ મુખ્ય છે. કારણ આત્મા વિનાનું શરીર તો કાષ્ટ જેવું નકામું થઇ જાય. વળી શરીર તો પાંચ, પચીશ, પચાસ કે સો વર્ષ પછી નાશ પામવાનું જ છે. એનાં સુખો તો ઝાંઝવાના જળ જેવાં છે. મહા મહેનતે મેળવેલાં ઈન્દ્રિયોનાં સુખો ક્ષણવારમાં નાશ પામી જાય છે.

"આરામ અર્થે જે અમે આ વસ્તુઓ ઉત્તમ ગણી,
રહેશે સદા એ માનીએ પણ જોતજોતામાં જતી."

ત્યારે આત્મા એ તો અજર અને અમર છે એટલે આત્માનું સુખ એજ ખરૂં સુખ છે, એજ સ્થાયી ટકનારૂં છે. એટલે આપણા જીવનનું ધ્યેય પણ આત્માનું ખરૂં સુખ પ્રાપ્ત કરવું એજ હોવું જોઈએ. આત્માનું ખરૂં સુખ આત્માને પૂર્ણ સ્વરૂપે-પરમાત્મ સ્વરૂપે પહોંચાડવો, દેહ બંધનમાંથી એની મુક્તિ કરાવવી એજ છે. એટલે જીવનનું ધ્યેય એજ હોવું જોઇએ અને એ ધ્યેયને ધ્યાનમાં રાખીને જ આપણી બધી ક્રિયા થવી જોઈએ. વળી સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈશું તો જણાશે કે આત્મા એ પરમાત્માનો જ એક અંશ છે. તફાવત માત્ર ગુણના વિસ્તારનો છે. પરમાત્મા સર્વજ્ઞ છે. આ સર્વજ્ઞને મેળવવા એજ આત્માનું અંતિમ ધ્યેય છે, એમાં જ આત્માનું પરમ શ્રેય છે.

આપણે જોઈ ગયા કે જીવનનું અંતિમ ધ્યેય આત્માની ઉન્નતિ એજ છે. એટલે આ આત્માની ઉન્નતિ કરવા, તેને તેના પૂર્ણ સ્વરૂપે પહોંચાડવા ધર્મમય જીવન ગાળવાની ખાસ જરૂર છે. પરંતુ ધર્મમય જીવન પણ ત્યારે જ ગાળી શકાય કે જ્યારે આપણે સાચું આત્મજ્ઞાન પ્રાપ્ત કરીએ. સંપૂર્ણ દેહભાવમાંથી જ્યારે મુક્ત થઈએ ત્યારે જ સ્વાર્થી-મલીન વાસનાઓનો નાશ થાય છે. દેહના, ઇન્દ્રિયોના વિષયો તરફ અનાસકિત આવી જાય છે. અને હું દેહ છું એ ભાવ જ નષ્ટ થઈ જાય છે. વળી એક અધ્યાત્મ રસિક મહાત્માએ કહ્યું છે કે:—

नाऽहं नारकीं नाम, न तिर्यंच नापि मानुषः।
न देवः किंतु सिद्धात्मा, सर्वोऽयं कर्मविभ्रमः॥

જ્યારે આવી ભાવના હૃદયમાં ગુંજી રહે છે ત્યારે જ કરેલી ક્રિયા સફળ થાય છે. કહ્યું છે કે—

ज्ञानक्रियाभ्यां मोक्षः જ્ઞાન ક્રિયા ઉભયનો સંયોગ થાય ત્યારે જ પૂર્ણ આત્મવિકાસ થઈ શકે. નરસિંહ મહેતાએ પણ ગાયું છે કે—

"જ્યાં લગી આતમા તત્વ ચિન્યો નહિ,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી."

જ્યાં સુધી આપણે ખરૂં તત્વ સમજ્યા ન હોઈએ ત્યાં સુધી કરેલી બધી ક્રિયા નિષ્ફળ જાય છે.

વળી જ્યાં સુધી દેહાધ્યાસ જેને બહિરાત્મભાવ પણ કહે છે તે છૂટો ન જાય ત્યાં સુધી નવીન કર્મ બંધાયા જ કરે છે અને તે કર્મને ભોગવવા માટે આત્માને દેહના બંધન ધારણ કરવાં પડે છે. વળી પોતાના એકલાના ઉદ્ધાર માટે પણ મનુષ્યે ક્રિયા નથી કરવાની, પરંતુ 'आत्मसम करोमि' "જન પશુ-જગના કલ્યાણયજ્ઞ પર,

હોમું અંગ સૌ મારાં." 'સબ્બી જીવ કરૂં શાસનરસી' એવી બીજાનું ભલું કરવાની વૃત્તિથી જ કર્મ કરવાની જરૂર છે. કારણ બીજાનું ભલું કરતાં આપણું હિત એની મેળે થવાનું જ છે. કહ્યું છે કે "અન્યનું હિત સાધતાં આત્મહિત સધાય છે." 'यहि समर्थ भाव है कि तारता हुआ तरे" એક બીજાને તારતો જાય અને પોતે તરે એજ શ્રેષ્ઠ વસ્તુ છે. અરિહંતનું પણ એજ લક્ષણ છે કે પોતે તરે અને બીજાને તારે. અને આ ધ્યેયને પહોંચતાં--અરિહંતના પદને પહોંચતાં વચ્ચે વિઘ્નો આવે તેથી અધ્યાત્મરસિક માનવી દિલગીર થતો નથી. તેને તે તો ઇશ્વરની કૃપા તરીકે હર્ષથી વધાવી લે છે. કારણ કે તે સમજી ગયો હોય છે કે ગુલાબને જ કાંટા હોય છે. વળી કહ્યું છે કે—

विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः
प्रारब्ध मुत्तमजनाः न परित्यजन्ति ॥

ઉત્તમ મનુષ્યો ગમે તેટલી વિપત્તિઓ આવે છતાં પણ શરૂ કરેલું કાર્ય છોડી દેતા નથી.

ધર્મમય જીવન શા માટે, તે આપણે જોઈ ગયા. હવે પ્રશ્ન એ થાય છે કે ધર્મમય જીવન કેવી રીતે ગાળવું! કોઇ એમ કહેશે કે દીક્ષા એટલે કે સંન્યાસ લઈએ તો જ ધર્મમય જીવન ગાળી શકાય. અલબત, સાધુઓ ગૃહસ્થાશ્રમના બંધનમાંથી મુક્ત હોય છે એટલે ધારે તો ધર્મમય જીવન ઘણી જ સારી રીતે ગાળી શકાય, પરંતુ જેને ગૃહસ્થ તરીકે પોતાના ઉપર આધાર રાખનારાં જેવાં કે નાનાં ભાઈ ભાંડુઓ, વૃદ્ધ માતા પિતા, સ્ત્રી બાળકો, બધાં હોય તે મનુષ્ય બધાંને તરછોડી સાધુજીવન સ્વીકારી લે તો તે પોતાના ગૃહસ્થ-ધર્મમાંથી ચૂકે છે અને એ રીતે લીધેલું સાધુવ્રત ભલે તે કાયાથી પાળતો હોય પણ મનથી કદાપિ નહિ પાળી શકે. કારણ તેનો તે આત્મા ગૃહસ્થ તરીકેની ફરજમાંથી ચૂક્યો હોવાથી ડંખ્યા જ કરશે.

ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં પણ ધર્મમય જીવન ન જીવી શકાય એવું કંઈ નથી. કાદવમાં રહેવા છતાં કમળ જેમ કાદવથી અલિપ્ત રહે છે તેમ ગૃહમાં રહેવા છતાં સ્ત્રી, પુત્ર, માતા, પિતા આદિની સેવા બજાવતાં છતાં ગૃહમાં તે બધાંની પ્રત્યે આસક્તિ રહિત થવું. આનો અર્થ એવો નથી કે તેઓ પ્રત્યે પ્રેમ ન રાખવો. તે બધા આત્માને લીધે આપણને પ્રિય હોવા જોઈએ, નહિ કે દેહને લીધે. વળી આ જીવો મારા સંબંધમાં આવ્યાં છે તો મારે તેઓનું કલ્યાણ કરવું જોઈએ એવી ભાવનાથી ગૃહજીવન ગાળવું. અને જો એવી સારી ભાવનાથી જીવન ગાળ્યું હશે તો ગૃહસ્થાશ્રમ પણ પવિત્ર તીર્થધામ બની રહેશે. કહ્યું છે કે "મન ચગા તો કથરોટમાં ગંગા" મન જો પવિત્ર હોય તો ગંગામાં સ્નાન કરો અગર ઘેર કરો—એ સરખું જ છે. વળી ગૃહસ્થ હોય કે સાધુ હોય પણ નીચેના અઢાર નિયમો—વ્રતો પાળીને વર્તે તો પછી પોતાના ધ્યેય—પરમાત્મપદે પહોંચવામાં કદાપિ તે પાછો નહિ પડે.

સૌથી પહેલું વ્રત અહિંસા છે. કોઈ મનુષ્યની કે પ્રાણીમાત્રની હિંસા ન કરવી. કોઈ જીવને પ્રાણરહિત ન કરવો એવો ટૂંકો આ અહિંસાનો અર્થ નથી. મન, વચન તેમજ કાયાથી પણ કોઈને દુઃખ ન દેવું એવો વિશાળ અહિંસાનો અર્થ છે. મનથી કોઈપણ પ્રાણીનું ભૂંડું ચિંતવવું નહિ કોઈએ આપણું બગાડયું હોય છતાં પણ આપણે તો તેના ભલા માટે જ કાર્ય કરવું. એ જ ખરી વીરતા છે. એટલે આ અહિંસા એ વીરનું શસ્ત્ર છે, નહિ કે કાયરનું. क्षमा वीरस्य भूषणम् ઘણું બળવાન, ઉદાર હૃદય, હોય તે જ ક્ષમા આપી શકે. એટલે જ કહ્યું છે કે अहिंसा परमोधर्म :

બીજું વ્રત સત્યનું છે. सत्यमेव जयते नानृतम् સત્ય એ જ જય પામે છે, અસત્ય નહિ. એ વસ્તુ દરેકે પોતાના હૃદયમાં કોતરી રાખવી. ભલે અસત્ય ઘણી વખત જય પામતું દેખાય, પરંતુ અંતે તો સત્યનો

જ જાય છે. વળી सत्य प्रतिष्ठायां वचनसिद्धिः જ્યારે સત્ય સંપૂર્ણ રીતે સિદ્ધ થાય છે ત્યારે વચનસિદ્ધિ પ્રાપ્ત થાય છે.

ત્રીજું વ્રત અસ્તેય એટલે ચોરી ન કરવી. પારકાની વસ્તુ તેના આપ્યા વગર લેવી. જેને અદત્તાદાન કહે છે. અદત્ત એટલે નહિ આપેલું અને આદાન–એટલે ગ્રહણ કરવું. આવી ટેવ મનુષ્યે અવશ્ય વર્જવી. માલમિલ્કત એ મનુષ્યના બાહ્ય પ્રાણ છે એટલે કોઈની માલમિલ્કત હરી લેવી એ તેની હિંસા કર્યા બરાબર છે.

ચોથું મૈથુનત્યાગ એટલે કે બ્રહ્મચર્ય. સાધુએ [illegible] વચન તેમજ કાયાથી આ વ્રતનું સંપૂર્ણપણે પાલન કરવું જોઈએ. વળી ગૃહસ્થે પણ જેમ બને તેમ જીતેન્દ્રિય થવાની જરૂર છે. કારણ જ્યાં સુધી માણસ જીતેન્દ્રિય નહિ થાય ત્યાં સુધી દેહ અને તેના વિષયો તરફ આસક્તિ આવવાની જ અને આ આસક્તિ એજ સંસારના બંધનનું કારણ છે. આ વિષયવાસના ઉપર જ્યારે મનુષ્ય જીત મેળવે છે ત્યારે જ તે કલા, ધર્મ વગેરે ઉચ્ચ પ્રકારનાં માનસિક વિષયો પ્રતિ લક્ષ આપી શકે છે. વળી આ વૃત્તિને દાબી નહી દેતાં એટલે inhibition નહિ કરતાં તેને ઉચ્ચ માર્ગે વાળવાનો પ્રયત્ન કરવો. નહિ તો તેમાંથી માનસિક વિકૃતિ જન્મે છે.

પાંચમું પરિગ્રહનો ત્યાગ. પરિ એટલે ચારે બાજુએથી ગ્રહ એટલે ઘેરાવું જેનાથી ચારે બાજુએથી પકડાઈએ તે પરિગ્રહ. કોઈ વસ્તુના માલીક થવા જતાં અંતે તે આપણી માલીક થઈ જાય છે. એટલે કોઈ વસ્તુ પ્રત્યે માલીકી ભાવ ન રાખવો પરંતુ આપણે તો તેના ટ્રસ્ટી છીએ એ પ્રમાણે વર્તવું. માલીકી—ભાવથી આસક્તિ આવી જાય છે અને આસક્તિ એજ પરિગ્રહનું મૂળ છે. માણસ ગમે તેટલો નિષ્પરિગ્રહી હોય છતાં પણ જો વસ્તુ પ્રત્યેની આસક્તિ ન જાય તો તે નિષ્પરિગ્રહી ન કહેવાય. જેટલો પરિગ્રહ વધારે તેટલો માણસ વધારે દુઃખીઃ કારણ તૃષ્ણાનો કદિ અંત આવતો નથી એટલે કદિ પરિગ્રહીના ચિત્તને શાંતિ મળતી નથી.

વળી ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો આત્માની મુક્તિના અંતરાય રૂપ છે; એટલે મનુષ્યે તે અવશ્ય વર્જવાં. આ કષાયોમાંથી મુક્ત થવું એનું જ નામ મુક્તિ. એમાં ક્રોધ એ અગ્નિ જેવો બળતો જાય ને બાળતો જાય. ક્રોધથી શરીર તેમજ આત્મા બન્ને ઉપર માઠી અસર થાય છે. વળી ક્રોધથી વિવેકશક્તિ ચાલી જાય છે. ગમે તેવો ત્યાગી અને તપસ્વી માનવી પણ જો ક્રોધને વશ થઇ જાય તો તેના આત્માની અધોગતિ જ થાય છે. સુખદુઃખના પ્રસંગ આવે તો બીજા તો માત્ર નિમિત્ત રૂપ છે, કારણરૂપ તો આપણે પોતે જ છીએ એ વાત ખાસ લક્ષમાં રાખવી એથી ક્રોધનો આવેશ નહિ થાય. વળી બીજાએ આપણી પ્રત્યે ગમે તેવું વર્તન કર્યું હોય છતાં આપણે તો તેના ભલા માટે જ કાર્ય કરવું છે એ નિયમ રાખ્યો હોય તો ક્રોધ કદિ નહિ થાય.

વળી માન એટલે કે અભિમાનથી મનુષ્યનો વિનાશ થાય છે. કારણ અભિમાન અંતે કોઇનું ટકતું નથી. અભિમાનથી તો રાજા રાવણનો પણ નાશ થયો. અભિમાનથી તો મનુષ્યનો આત્મા ઉચ્ચ જીવન પ્રાપ્ત નથી કરી શકતો, કારણ "લઘુતાસે પ્રભુતા મીલે, પ્રભુતાસે પ્રભુ દૂર." નમ્રતા હોય તોજ જ્ઞાન આવે. આનો અર્થ એવો નથી કે માણસે સ્વમાનનો પણ ત્યાગ કરવો. સ્વમાનથી તો મનુષ્ય કેટલાંક હલકા કામ કરતો અટકે છે. એટલે સ્વમાન હોવું જોઇએ પરંતુ અભિમાન—મદનો ત્યાગ કરવો.

માયા એટલે કે કપટભાવથી કરેલું મહાન સેવાનું કાર્ય પણ નિષ્ફળ જાય છે. મનુષ્યમાં કપટ પ્રવેશે છે એટલે સત્યવૃત્તિનો નાશ થાય છે. જેવું મનમાં હોય તેવું વચનમાં અને વચનમાં હોય તેવું કાર્યમાં હોવું જોઇએ. મન વચન અને કાર્યમાં એકરૂપતા હોવી જોઇએ એટલે માયાનો ત્યાગ કરવો.

લોભથી સર્વગુણોનો નાશ થાયછે લોભને વશ થએલો માણુસ એક ક્ષણુ પણ સુખ પામી શકતો નથી. કારણુ લોભ એટલે તૃષ્ણાને લીધે થોડું મળે તો વધારે મેળવવા માણુસ પ્રયત્ન કરે છે, વધારે મળે તો તેના પર માલીકી સ્થાપવા પ્રયત્ન કરે છે અને અનેક વસ્તુઓ મળવા છતાં તેને તૃપ્તિ થતી નથી, અને તૃષ્ણાને તૃપ્ત કરવાને મનુષ્ય અનેક દુર્ગુણોના સકંજામાં સપડાય છે માટે લોભનો સર્વથા ત્યાગ કરવો.

વળી રાગ અને દ્વેષ એ પણુ આત્માની ઉન્નતિમાં અંતરાયરૂપ છે, માટે તેનો સર્વથા ત્યાગ કરવો.

મનુષ્ય અગર કોઇ પણ વસ્તુ પ્રત્યેની આસકિતમાંથી રાગ આવી જાય છે, અને આસકિત આવી એટલે બંધન આવ્યું જ. રાગથી માણુસ ખરી વસ્તુસ્થિતિ સમજી શકતો નથી કારણુ રાગને લીધે માણસ અંધ એટલે કે વિવેકશુન્ય બની જાય છે. કહ્યું છે કે: रागांधा नेव पश्यन्ति રાગથી અંધ થએલા વસ્તુસ્થિતિ સમજી શકતા નથી. કોઇ વસ્તુ અગર મનુષ્ય પ્રત્યે જેટલો રાગ વધારે તેટલું તેના વિયોગથી દુ:ખ પણ વધારે. સ્વામી રામતીર્થના શબ્દોમાં કહીએ તો "જેટલા રાગના ખીલા હૃદયમાં ઉંડા ઉતર્યા હશે, તેટલા જ તે કાઢતી વખતે વિશેષ દુ:ખના કારણુભૂત થશે" રાગ મમત્વભાવથી–હું અને મારૂં એમાંથી ઉદ્ભવે છે, એટલે આ મમત્વભાવનો ત્યાગ કરવો જરૂરી છે વળી આ રાગનો ત્યાગ કરતાં પ્રેમનો, સ્વાભાવિક લાગણીનો ત્યાગ ન થઇ જાય તે ખાસ સંભાળવું. આ એક જીવ છે તે મારા સંબંધમાં આવ્યો છે તો મારે તેનું કલ્યાણુ કરવું જોઇએ એવી ભાવનાથી જો કોઇ મનુષ્ય પોતાના ભાઈ ભાંડું, સ્ત્રી, પુત્ર વગેરેનું રક્ષણુ પોષણુ કરે તો તે રાગ નહિ પરંતુ પ્રેમ કહેવાય અને આ પ્રેમ કોઇપણુ રીતે બંધનકર્તા થતો નથી, કારણુ તે આત્માને લીધે

ઉદ્દભવ્યો છે. વળી આ પ્રેમમાં આસક્તિ ન આવી જાય એટલી કાળજી રાખવાની.

દ્વેષ એ પણ આત્માનો નાશ કરનાર છે. "દ્વેષ અરોચક-ભાવ" જ્યાં અરૂચિ થઈ ત્યાં દ્વેષનું બીજ રોપાવાનું જ. દ્વેષ સ્વાભાવિક રીતે રાગમાંથી પ્રકટ થાય છે. रागात् द्वेषोपि जायते । દ્વેષનું મૂળ અજ્ઞાન છે. જે વસ્તુઓ ખરી રીતે આત્માની નથી તેને આપણી માની લઈએ છીએ, પછી તેને કોઈ બગાડે, કોઈ તેનો નાશ કરે તો આપણે તે સામા માણસ પ્રત્યે ક્રોધ કરીએ છીએ અને ક્રોધ વ્યાપે છે ત્યારે તે દ્વેષ રૂપે પ્રકટ થાય છે. પરંતુ આ દ્વેષને આધીન નહિ થતાં મનુષ્યોએ:—

"खामेमि सव्व जीवे सव्वे जीवा खमंतु मे।
मित्ति मे सव्व भूएसु वेरं मज्झ न केणइ ॥

હું સર્વ જીવોને ક્ષમા આપું છું. સર્વ જીવો મને ક્ષમા આપો. મારે કોઈ સાથે વેર નથી પણ સર્વ સાથે મૈત્રી છે. એવી ભાવનાથી જીવન ગાળવું અને એમ કરવાથી તેના અંદર દ્વેષ લાંબા વખત સુધી ટકનાર નથી, કારણ જેમ અજવાળું થાય એટલે ચોરી કરનારા ઉભા રહેતા નથી તેમ સત્ય જ્ઞાન રૂપી અજવાળું થાય છે એટલે અજ્ઞાન એક ક્ષણ પણ ટકી શકતું નથી.

વળી કલહ કંકાસ એ પણ નાશનું કારણ છે. કલહશીલ વૃત્તિવાળાને આર્ત અને રૌદ્ર ધ્યાન જ રહ્યાં કરે છે એટલે તેને કદિ શાંતિ મળતી નથી એટલે તેના મનમાં કદિ ઉચ્ચ વિચાર પણ પ્રવેશ કરી શકતા નથી, એટલે આત્મવિકાસ કરવાની ઈચ્છાવાળાએ કંકાસનો સર્વથા ત્યાગ કરવો ઘટે.

તેરમું અભ્યાખ્યાન એટલે કે બીજાને માટે આળ મૂકવું તે પણ સારા માણસને શોભતું નથી. લોકોના કહેવા ઉપરથી કોઈના ઉપર

અમુક દોષ ચઢાવવો એ ઘણું નીચ કાર્ય છે, તેથી તો આપણે બીજાના ચારિત્રની ચોરી કરીએ છીએ. કોઈના ચારિત્ર ઉપર આળ ચઢાવવાથી સામાને કેટલું દુઃખ થતું હશે તેનો ખ્યાલ પણ આપણને આવી શકતો નથી. કેટલીક વાર માણસને આપઘાત પણ કરવો પડે છે. વળી પારકી પંચાતોમાં પડવાથી આપણો સમય વૃથા પણ ગુમાવીએ છીએ એટલું નહિ પણ આપણી શાંતિ પણ ગુમાવીએ છીએ.

પૈશુન્ય એટલે ચાડીચુગલી કરવી–Back biting–આ ઘણું જ હલકા પ્રકારનું વ્યસન છે. ઘણાને આવું વ્યસન પડી જાય છે. બીજાની દૃષ્ટિમાં સારા થવા માટે ઘણા મનુષ્યો પારકી વાતો લાવી–લાવી તેમાં મીઠું મરચું ભભરાવી લોકોને કહે છે. પરંતુ આથી શો લાભ? આથી બીજાના કરતાં આપણી જ–ચાડીચુગલીકારની જ અધોગતિ વધારે થશે, કારણ આત્મા એવા હલકા વિચારોમાં રમણ કર્યા કરશે જેથી ઉન્નત વિચારોને પ્રવેશ કરવાને ત્યાં સ્થાન જ નહિ મળે.

મનુષ્યે રતિ અરતિ એટલે કે સુખના પ્રસંગો ઉપર પ્રેમ અને દુઃખના પ્રસંગો પર અપ્રેમનો ત્યાગ કરવો. સુખ અને દુઃખમાં સમભાવે રહેનાર જ આત્માની ઉન્નતિ કરી શકે છે. વળી સુખ અને દુઃખ હમેશાં ટકતાં નથી, એટલે ઘડીમાં સુખ આવે એટલે હર્ષ, દુઃખ આવે એટલે શોક; એમ કર્યા કરવાથી મનુષ્યનું મન સ્થિર થઈ શકતું નથી. તે સંયોગોને આધીન બની જાય છે. મનુષ્યે इदमपि गमिष्यति આ પણ જશે. આ સૂત્ર સુખ તેમજ દુઃખના પ્રસંગે નીરંતર ધ્યાનમાં રાખવું, એથી સુખદુઃખમાં સમભાવ રહી શકશે.

પારકાની નિંદા જેને પરપરિવાદ કહે છે તે પણ મનુષ્યે અવશ્ય વર્જવી. બીજાની બાબતોમાં માથુ માર્યા કરતાં જો મનુષ્ય પોતાની જ વાતોમાં રસથી ધ્યાન રાખે તો તેને અવશ્ય લાભ થાય. કોઈપણ મનુષ્ય સંપૂર્ણ નથી એક માત્ર પ્રભુ સિવાય. "થોડા ઘણા અવગુણે

ઓ ભર્યા રે, કોઈના નળીઆં ચુવે, કોઈનાં નેવરે." એટલે બીજાની નિંદા કરવાનો આપણને અધિકાર નથી. કોઈના દોષ જોવા કરતાં જો આપણા દોષ આપણે જોઈશું તો તેથી આપણને લાભ પણ થશે. કારણ તેથી આપણને સુધરવાનો પ્રયત્ન કરવાનું મન પણ થશે. વળી પારકાનાં ગુણ જોવાની વૃત્તિ રાખવી જેથી આપણામાં પણ તેવા ગુણો ખીલી નીકળે. કહ્યું છે કેઃ—

परगुणपरमाणन् पर्वतिकृत्य नीत्यं ।
निज हृदि विकसन्तः सन्तिः सन्तः कियन्तः ॥

વળી માયામૃષાવાદ એટલે કે ઢોંગ—આ વસ્તુ મનુષ્યે અવશ્ય વર્જવી. મનુષ્ય પોતે હોવ તે કરતાં સારો દેખાવા ઇચ્છે છે ત્યારે તેને પોતાના દોષ ઢાંકવા ઘણા દુર્ગુણોનો આશરો લેવો પડે છે. માનસશાસ્ત્રમાં આને Inferiority Complex કહે છે. આ Complex એટલે ગ્રંથિ જેનામાં બંધાઈ ગઈ હોય છે તે મનુષ્ય પોતે બીજાથી ઉતરતો હોય અગર કેટલીક વાર ન પણ હોય છતાં પોતે કલ્પનાથી માની લીધું હોય છે, એટલે બીજાની દૃષ્ટિમાં પોતે સારા દેખાવા પ્રયત્ન કર્યા જ કરે છે. દા. ત. ગરીબ માણસ મોટા મોટા વરઘોડા કાઢશે, કદરૂપા માણસો મોટા ઠઠેરા કરશે. વળી આવું કરવામાં તેને ઘણો ભય રાખવો પડે છે. વળી ભયનો માર્યો તે અસત્ય બોલે છે, કપટ કરે છે અને બીજા અનેક દુર્ગુણો સેવે છે. અને અંતે તેનો ઢોંગ ઉઘાડો પડે છે એટલે પોતે એવો ને એવો રહે છે.

છેલ્લે મનુષ્યે મિથ્યાત્વ શલ્યનો ત્યાગ કરવો જોઈએ. મિથ્યાત્વ એટલે સત્યને અસત્ય માનવું અસત્યને સત્ય માનવું. ટૂંકામાં વસ્તુને અવસ્તુ રૂપે ઓળખવી તેનું નામ મિથ્યાત્વ. અસત્ય જ્ઞાન જ્યાં સુધી હોય ત્યાંસુધી મનુષ્યનું મન શંકાઓથી ભરેલું રહે છે. અને તેની

સ્થિતિમાં દૃઢ નિશ્ચયથી તે કાંઇ પણ કાર્ય કરી શકતો નથી. માટે વસ્તુને તેના સત્ય સ્વરૂપે ઓળખવા માણસે હંમેશ પ્રયત્ન કરવો. કારણ સત્યજ્ઞાન પ્રાપ્ત થશે એટલે મિથ્યાત્વ ચાલ્યું જશે અને આત્મા પરમાત્માનું જ્ઞાન હૃદયમાં પ્રવેશ કરશે. જેથી આત્માને ઉંચે ચડતાં વાર નહિ લાગે. પછી તેને કોઇનું આલંબન લેવાની પણ જરૂર નહિ પડે. તે પોતાના આત્મબળથી—Soul force થી જ ઉંચે ચડી જશે.



# ધર્મમય જીવન

## શા માટે

# અને કેમ ગાળવું ?

લેખક : ફુલચંદ ભાઇચંદ માવાણી—રાજકોટ

ओंकारं बिन्दु सयुक्तं नित्य ध्यायन्ति योगिनः ।
कामदं मेक्षदं चैव ॐकाराय नमो नमः ॥

શુદ્ધાત્મ સ્વરુપ ૐકારને નમસ્કાર કરી આ લેખનને પ્રારંભ કરું છું.

વિષયના મૂખ્ય પ્રશ્નો પર આવું તે પહેલાં 'ધર્મ'નું સાચું સ્વરૂપ ઓળખવું આવશ્યક છે, કારણ કે એની પાકી સમજ વિના આગળ વધવાને પ્રયાસ કરવો તે રેતાળ પ્રદેશમાં સુદઢ મકાન બાંધવાના પ્રયાસ કરવા જેવો નિરર્થક છે, માટે ધર્મનું સાચું સ્વરૂપ ઓળખી લઈએ.

## ધર્મ એટલે શું ?

'ધર્મ' શબ્દમાં મૂળધાતુ ધૃ છે. ધ્ર ધાતુને એક અર્થ 'અટકાવવું' એવો થાય છે, તે ઉપરથી ધર્મ એટલે એ આચરણ જે પ્રાણીને પાપમાર્ગમાં જતું અટકાવે; પરંતુ ધર્મ એ એવો વ્યાપક શબ્દ છે કે તેની ઉપર્યુક્ત વ્યાખ્યા સંપૂર્ણ અર્થયુક્ત લાગતી નથી. કોઇ સદ્ગુણોના અનુપાલનમાં ધર્મ જુએ છે, કોઈ ઇંદ્રિયોને જીતવામાં ધર્મ માને છે, કોઈ પ્રાણી પ્રત્યેના દયા–ભાવથી ઉત્તેજિત થઈ તેની સ્થિતિ સુધારવામાં ધર્મ સમજે છે, કોઇ આત્મ સુધારણામાં ધર્મ

નિહાળે છે, કોઈ સામાજિક સડાઓ તથા કુરુઢિઓને ઉચ્છેદવામાં ધર્મ અનુભવે છે, કોઈ સમાજમાં રહેલી વર્ગ-ભાવનાને નાબુદ કરવામાં ધર્મ જાણે છેઃ વાસ્તવિક રીતે ધર્મનાં આ બધાં ભિન્ન ભિન્ન અંગો છે.

ધર્મનું યથાર્થ સ્વરુપ સમજવા માટે આપણે ધર્મના બે વિભાગ પાડીએ—(૧) વ્યવહારધર્મ (૨) નિશ્ચયધર્મ. માનવ-જીવનના ગુંચવણ ભરેલા પ્રશ્નોનું નીતિ તથા સદ્દભાવભર્યું અને સુયોગ્ય નિરાકરણ વ્યવહારધર્મ કરે અને આત્માને વિકાસને માર્ગે લઈ જવાનું કાર્ય નિશ્ચયધર્મ કરે. વ્યવહારધર્મ નિશ્ચયધર્મના ઉંચા લક્ષ્યે પહોંચવાનું અવલમ્બન છે; વ્યવહારધર્મ અને નિશ્ચયધર્મ બન્નેનું લક્ષ્ય આત્માનું નિર્મળ ચિદાનંદ સ્વરુપ પ્રકટાવવાનું છે. આજકાલ કેટલેક સ્થળે વ્યવહારધર્મને બહુ અગ્રસ્થાન આપવામાં આવે છે તો બીજી જગ્યાઓએ નિશ્ચયધર્મને અતિશય મહત્વ આપવામાં આવે છે એ સુઘટિત નથી. ઉભય પ્રકારના ધર્મો મહત્વના છે અને આત્મોન્નતિ ઇચ્છતા માનવે બન્ને પ્રકારના ધર્મોની આરાધના કરવી જોઈએ.

**વ્યવહારધર્મનું સ્વરૂપ**:—વ્યવહારધર્મ એ પાયાનો ધર્મ છે. પાયા વિનાનો મહેલ ગંજીફાના મહેલ જેવો તકલાદી અને ક્ષણજીવી છે તેમ પાયા વિનાનો ધર્મ-વ્યવહારધર્મ વિનાનો ધર્મ-નિર્જીવ અને નકામો છે; એટલે વ્યવહારધર્મનું મૂલ્ય જેઓ ઓછું સમજે છે તેઓ ધર્મના યથાર્થ સ્વરુપને પીછાનતા નથી. નિશ્ચયધર્મની ઉચ્ચ શ્રેણીએ પહોંચ્યા પહેલાં વ્યવહારધર્મનું યથાર્થ પાલન ઉચ્ચાશયી આત્માએ કરવું જોઈએ. સમાજે માન્ય કરેલી નીતિ-સન્નીતિ-જેવી કે ચોરી ન કરવી, જુઠું ન બોલવું, હિંસા ન આચરવી વ. નું અક્ષરશઃ પાલન; પ્રમાણિકતા, નિર્ભયતા, નમ્રતા, દયા, સદ્-વિદ્યા-વ્યાસંગ વ. સદ્દગુણોને જીવનમાં કર્તવ્યસાત્ કરવાની પ્રવૃત્તિ; ઇંદ્રિય-લોલુપતા ઉપર વિજેતા બનવા માટે ભગીરથ પ્રયત્ન કરવામાં ઉદ્યોગ; આત્મ-

સુધારણાને પીછે ડગ ભરતી દેખાતી પરસુધારણા-સમાજ સુધારણામાં જીવન-ધન ખર્ચવાનો પ્રયાસ જે વ્યક્તિ કરે છે તે વ્યવહારધર્મ બરાબર આચરે છે એમ કહેવામાં અત્યુક્તિ નથી. કોઇ એક જ વ્યક્તિમાં વ્યવહારધર્મનું સંપૂર્ણતઃ પાલન થતું જોવું એ મુશ્કેલ વાત છે કારણ કે તેને જીવનમાં ઉતારવાનું કાર્ય આપણને દેખીતી રીતે લાગે એટલું સહેલું નથી.

**નિશ્ચય ધર્મનું સ્વરૂપઃ**–આત્માની સંપૂર્ણ નિર્વિકાર દશા એ મોક્ષદશા છે અને તેની પ્રાપ્તિ એ માનવનું લક્ષ્ય (goal) હોવું જોઇએ. વિષય-કષાયાદિ અતિ ઘોર કર્મોને પરિણામે આત્મા પુદ્‌ગલોથી વિસ્તરેલા ક્ષેત્રમાં બંધ દશામાં પ્રવર્તે છે તેને તે સ્થિતિમાંથી અબંધ-મુક્ત સ્થિતિમાં પ્રવર્તાવવાનો પ્રયોગ નિશ્ચયધર્મ કરે છે. રાગદ્વેષના દ્વન્દ્વને નિર્મૂળ કરવો, ક્રોધાદિ કષાયની તીવ્રતા તોડી પાડવી અને આ અવસ્થાની ચરમ સ્થિતિમાં શુભાશુભ ભાવોને બંધનાં કારણ જાણી વર્જવા તે નિશ્ચય ધર્મ છે. આ ધર્મનું યથાર્થ પાલન કરવું એ અતિ-અતિ મુશ્કેલ કાર્ય છે પરંતુ અશક્ય તો નથી જ, તેથી મુક્તિનું પરમ સુખ ઇચ્છતા જીવે ખૂબ મક્કમતાપૂર્વક આ પંથે આગળ વધવું જોઇએ.

## ધર્મમય જીવન શા માટે ગાળવું જોઇએ ?

સંસાર પ્રત્યે રુચિ ધરાવતા જગત પરના નાનાવિધ માનવોનાં જીવન તપાસીએ તો તેમાંથી એક જ વસ્તુ દેખાશે કે કોઈ પૈસેટકે દુઃખી છે તો કોઈ સ્ત્રી-પુત્રાદિ સંબંધે દુઃખી છે, કોઈ રોગાદિ દુઃખોથી પીડાય છે તો કોઈ માનસિક તાપથી દુભાય છેઃ આ રીતે સંસારમાં સર્વત્ર દુઃખોનું સામ્રાજ્ય જામેલું દૃષ્ટિગોચર થાય છે. સાચું જ કહ્યું છે કે અધુવે અસાસયંમિ સંસારંમિ દુખ્ખ પઉરાએ-અધ્રુવ અને અશાશ્વત સંસારમાં અનેક પ્રકારનાં દુઃખ છે (ઉત્ત

ધ્યયન સૂત્ર અ. ૮ ગાથા ૧). અહીં તહીં કાંઈ સુખ દેખાય છે તે સુખ નથી, સુખાભાસ છે અને તેથી અશાશ્વત છે. અશાશ્વત વસ્તુની પ્રાપ્તિ માટે કાર્યપ્રવૃત્ત થનાર વ્યક્તિની સ્થિતિ મહા ખોટના વેપાર કરનાર વેપારી જેવી છે. એવો ખોટનો વેપાર ન કરવા ઇચ્છનાર વ્યક્તિએ સંસારના અશાશ્વત સુખો પ્રાપ્ત કરવાને બદલે પરમ સુખ પામવાને તૈયાર બનવું જોઇએ. અને એવું પરમ સુખ પ્રાપ્ત કરવાનો એક માત્ર માર્ગ ધર્મ છે, તેથી તે વ્યક્તિએ ધર્મમય જીવન ગાળવું ઘટે છે.

પરમ સુખ પામવાનો સૌથી સુયોગ્ય કાળ માનવ–જન્મ છે. સર્વજ્ઞ શાસ્ત્રકાર કહે છે કે દેવ, તિર્યંચ કે નરક યોનિમાં જીવ મોક્ષધર્મ કદી પામે નહિ. મુક્તિ માટે તો તેણે માનવ–જન્મ પામવો જ જોઇએ અને જીવને માનવ–જન્મ તો અકલ્પનીય મુશ્કેલીથી જ મળે છે. એવો દુર્લભ માનવજન્મ જીવને મળેલો છે તો તેણે તેને નિષ્ફળ જવા દેવો જોઇએ નહિ. પરમ સુખ પામવાની જીવને આ સોનેરી તક મળી છે તો તે તકનો લાભ ધર્મબુદ્ધિ જીવે લેવો ઘટે. આથી ધર્મમય જીવન ગાળવાની ધર્મપરાયણ જીવની ફરજ છે.

ધર્મમય જીવન શા માટે ગાળવું તેનો સુંદર ચિતાર નીચેનો શ્લોક આપે છેઃ—

> मृत्तं शरीरमुत्सृज्य काष्ठलोष्टसमं क्षितौ ।
> विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥
> तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ।
> धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥

અર્થઃ—લાકડા અને માટીના ઢેફા જેવાં મૃત્યુ પામેલાં શરીરને પૃથ્વી પર છોડી દઈ સગાવહાલાંઓ ચાલ્યાં જાય છે, માત્ર ધર્મ તેની

સાથે જાય છે, તેથી (જીવે) આત્મ-સહાય માટે હમેશાં ધર્મ આચરવો જોઇએ, કારણ કે ધર્મની સહાયથી જ મહામુશ્કેલીથી તરી શકાય તેવા અંધકાર (ભય સંસાર)ને તરી શકશે.

**ધર્મમય જીવન શી રીતે ગાળવું ?**

નીચેની બાબતો પ્રત્યે ધર્મવત્સલ જીવે સંપૂર્ણ સાવધાનતા પૂર્વક જાગ્રત રહેવું જોઇએઃ—

(૧) હિંસા ન કરવી–अहिंसा परमो धर्मः એ મહામંત્રનું સમજણપૂર્વકનું આચરણ ધર્મપ્રેમી જીવ કરે. આજે અહિંસાની ભાવના કાયરતામાં ફેલાઇ રહેલી જોવામાં આવે છે એ ઠીક નથી. એવી વેવલી અહિંસા ધર્માત્માનું રમણુસ્થાન કદી ન હોય. કીડી મંકોડીને ન મારનાર જીવો વ્યાપારાદિ કાર્યોમાં હજારો પંચેન્દ્રિય જીવોનાં ગળાં કાપે છે અને જીવો વ્યવહારમાં અહિંસાની નગ્ન મશ્કરી થતી જોવામાં આવે છે. સાચી અહિંસા માનવમાં ઊંડી વીરતા પ્રેરે છે અને તેવી અહિંસાનું પાલન એ કર્તવ્ય છે.

(૨) જુઠું ન બોલવું–આજે કેવળ રમુજમાં પણ અનેકવાર અસત્ય બોલાતું સાંભળીએ છીએ. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં અસત્યાચરણ ડગલે ને પગલે થતું જોવામાં આવે છે પરંતુ ધર્માત્મા જીવ અસત્ય ભાષણ કદી નહિ કરવાનું વ્રત લે અને પ્રાણાંતે પણ તેનો ભંગ થવા ન દે. મહાત્માને ઇન્દ્રની મહાસમૃદ્ધિ કરતાં પણ સત્યની વધારે કિંમત છે કારણ કે તે જાણે છે કે नासौधर्मो यत्र न सत्यमस्ति।

(૩) ચોરી ન કરવી–કોઇની ચીજ દુર્બુદ્ધિથી લઇ લેવી અથવા કોઇની ખોવાએલી ચીજમાં પોતે સ્વામિત્વ સ્થાપવું તે ચોરી છે. ચોરીના સૂક્ષ્મ પ્રકારથી પણ અળગા રહેવું એ ધર્મજીવી પ્રાણીની ફરજ છે.

(૪) બ્રહ્મચર્ય પાળવું–જીવનના કોઇપણ ક્ષેત્રમાં યશસ્વી રીતે કાર્ય કરવામાં બ્રહ્મચર્યનું પાલન આવશ્યક મનાય છે. બ્રહ્મચર્યથી

અપાર સામર્થ્ય પ્રકટે છે અને તે સામર્થ્યને ધર્માચરણમાં ફેરવવાથી મનુજ ભવસાગર સહેલાઈથી તરી શકે છે.

(૫) પરિગ્રહ ન સેવવો–સામાન્ય મનુષ્યની વૃત્તિ વૈભવવિલાસનાં સાધનો વધારવા તરફ છે, તે તેવાં સાધનોમાં સુખ માને છે પરંતુ તે સુખ ક્ષણજીવી છે માટે ધર્મબુદ્ધિ જીવ અપરિગ્રહી બને છે.

ધર્મપ્રેમી જીવાત્માએ પોતામાં નીચેના અસાવશ્યક સદ્‌ગુણો ખીલવવા જોઈએ:—

(૧) નમ્રતા—પ્રગતિકામી જીવ હંમેશાં નમ્ર હોય છે. વિદ્યા પ્રાપ્ત કરવામાં નમ્રતા આવશ્યક છે. દેવ, ગુરુ, માતા, પિતા વગેરે પ્રત્યે નમ્રતા ધારણ કરવી એ ધર્મરત માનવનું મુખ્ય કર્તવ્ય છે.

(૨) ક્ષમા–ક્ષમા वीरस्य भूषणम् સાચો વીર તે છે કે જે પ્રસંગોપાત્ ક્ષમા બતાવી શકે. કોઈએ અનુપકાર કર્યો હોય ત્યારે પણ તેના પ્રત્યે જો જીવ ક્ષમા બતાવી શકે તો તેમાં તેની વીરતા છે. આવી વીરતા તેને ધર્મનાં સોપાન ચડવામાં સાહાય્યભૂત થાય છે.

(૩) વિવેક–હંસક્ષીરનીર ન્યાયે જે વ્યક્તિ સદ્–અસદ્‌નો વિવેક કરી શકે છે તે વ્યક્તિને ધર્મપંથેથી ચલાયમાન કરવાને કોઈ શક્તિમાન નથી. વિવેક એ ધર્મનું મૂળ છે અને ધર્મનો સાચો મર્મ સમજાવનાર અતિ ઉપયોગી સદ્‌ગુણ છે.

(૪) સત્સંગ–જે માનવ વિવેકબુદ્ધિ વડે સંતપણું ઓળખી લઈ તે સંતના નિરંતર સમાગમમાં રહે છે તે ધર્મની સાચી ઓળખ કરી શકે છે અને ઉંચી કોટિનું ધર્મમય જીવન ગાળી શકે છે.

(૫) અપ્રમાદ–જીવે ખરેખરો ધર્મ–લાભ પ્રાપ્ત કરવો હોય તો અપ્રમાદી બનવું પડશે. મનુષ્ય અલ્પાયુષી છે અને તેટલા થોડા

વખતમાં તેણે ભગીરથ કાર્ય-સિદ્ધિ કરવાની છે એટલે જીવનની ક્ષણે ક્ષણ ધર્મ-વીરે કાર્ય-સિદ્ધિમાં ખર્ચવી જોઇએ.

(૬) દયા:-જૈન ધર્મમાં 'દયા'નું સ્થાન અતિ ગૌરવભર્યું છે. દુ:ખી જીવોને જોતાં ધર્મીના દિલમાં દયા ઉપજે એટલું જ નહિ પરંતુ તે દુ:ખીઓનાં દુ:ખ, યથાશકિતમતિ ફેડે પણ ખરો. आत्मवत सर्भूतेषु ના અર્થ-ગંભીર સિદ્ધાંતને દયાપ્રેમી જીવ ચરિતાર્થ કર્યા વિના રહે નહિ.

(૭) નિર્ભયતા-વિવેકી માણસ હમેશાં સત્પથગામી હોય છે અને તેથી નિર્ભય હોય છે, તેને કશાથી બીવાપણું હોતું નથી. મહાવીર પ્રભુને જે જે પરિસહ સહન કરવા પડયાં તે તે તેમણે નિર્ભયપણે સહ્યા છે કારણ કે તેમને પોતાના માર્ગની સચ્ચાઈની સંપૂર્ણ પ્રતીતિ હતી.

(૮) અનિંદા-આપણી આસપાસનું વાતાવરણ નિંદાની ભાવનાથી એટલું બધું ભરેલું છે કે નિંદા-વચનો બોલવામાં સામાન્ય માણસોને કશું અજુગતું લાગતું નથી. ધર્મમય જીવન જીવનાર માણસ કોઇની નિંદા ન કરે, તેમ પોતા સંબંધે નિંદા-વચનો બોલનાર માણસનું બુરું ચાહે નહિ કે કરે નહિ. તેવા શબ્દોને તો તેની નિર્મળતાના નિમિત્તભૂત માને.

ઇંદ્રિયોને પરાજિત કરવી એ મહા મુશ્કેલ વાત છે, તો પણ ધર્મ-પ્રવૃત્તિમાં રમમાણ થવા ઇચ્છનાર જીવે તેમ કર્યા વિના છૂટકો નથી જ. તેણે નીચેની ઇંદ્રિયોને જીતવી પડશે:—

(૧) ચક્ષુરિન્દ્રિય—જોવાનું કામ કરે છે. તે દ્વારા જે જીવ હલકાં દશ્યો જુએ છે અને તે જાતના વિચારો કરે છે તે માણસની અવનતિ થાય છે, માટે પ્રયત્નપૂર્વક એવાં દશ્યો જોવામાંથી જીવને વાળવો જોઈએ. નાટક સીનેમાને એ દષ્ટિએ ધર્માત્મા વર્જ્ય ગણે.

(૨) નાસિકાઇન્દ્રિય—સુંઘવાનું કાર્ય કરે છે. સુગંધ તરફ મમતા અને દુર્ગંધ તરફ દ્વેષ એ ધર્મી જીવની મનોવૃત્તિ ન હોય, અને તેથી પોતાની આસપાસ સુગંધી પદાર્થો વસાવવાની પ્રવૃત્તિ તે ન આદરે.

(૩) કર્ણેન્દ્રિય—સાંભળવાનું કાર્ય કરે છે. ધર્મી આત્મા વિકથા કે વિમાર્ગે પ્રેરે તેવાં ગાયન તરફ રુચિ ન બતાવે કે નિંદા-વચનો સાંભળવામાં રસ ન લે. તે સંતોનાં સન્માર્ગે દોરે તેવાં વચનો સાંભળે અને તેનું મનન કરે.

(૪) જીહ્વા—ઇન્દ્રિય-સ્વાદનું તેમજ બોલવાનું કાર્ય કરે છે. ધર્માત્મા જીવે સ્વાદને મારવો જોઈએ. સ્વાદવાળાં ખાદ્યોથી તે પ્રમુદિત ન થાય કે સ્વાદ વગરના પદાર્થોથી તે ઉદ્વિગ્ન ન થાય. તે જીવવા માટે ખાય છે, ખાવા માટે જીવતા નથી. મહાપુરુષો તેટલા માટે પોતાના ભોજનમાંથી ઇરાદાપૂર્વક સ્વાદને તિલાંજલિ દે છે. મહાત્મા ગાંધીજીના આશ્રમમાં ખાદ્ય પદાર્થો બિલકુલ સ્વાદ વગરના રંધાય છે, તેની પાછળ જીહ્વા—ઇંદ્રિયને વશવર્તી કરવાની ભાવના કામ કરે છે.

સજ્જને જોઈએ તેટલું અને સત્ય ભાષણ જ કરવું જોઈએ. તે નિરર્થક રીતે વાણીનો કદી ઉપયોગ ન કરે.

(૫) સ્પર્શેન્દ્રિય—સ્પર્શ કરવાનું કાર્ય કરે છે. ધર્મરત જીવે શિયાળાની ઠંડી કે ઉનાળાની ગરમી પર વિજય મેળવ્યો હોય તેથી તે તેનાથી ત્રાસી ઊઠે નહિ કે પોતાનો સમભાવ ગુમાવે નહિ. ગમે તેવી ત્રાસદાયક સ્થિતિમાં પણ તે પોતાનું ચિત્ત-સ્વાસ્થ્ય જાળવી રાખે.

**સમાજ સુધારણા**—ધર્મી જીવના આચરણની સૌરભ આસપાસમાં ફેલાય છે તેથી લોકોના જીવન-વ્યવસાય પર સારી અસર થાય છે.

અને લોકોના દિલમાં તેવા આચરણ તરફ જવા મનોભાવ જાગે છે અને કેટલાક તેમ કરવા પણ લાગે છે પરંતુ પોતાના આચરણનું દૃષ્ટાંત લઈ લોકો સુમાર્ગે ગમન કરશે એમાંજ પોતાના કાર્યની સમાપ્તિ છે એમ ધર્મી જીવે માની બેસવું એ સર્વાંશે યોગ્ય નથી. परोपकाराय सतां विभूतयः એ ન્યાયે પરનો ઉપકાર કરવો તે સત્પુરુષની ફરજ છે. તેણે સમાજમાં આચરવામાં આવતાં ઘેલછાભર્યાં કાર્યો પ્રત્યે સ્પષ્ટપણે પોતાનો અણગમો જાહેર કરવો જોઇએ.

પછાત વર્ગો–જેવા કે ભીલ, હરિજન વ.–ને ઉજળિયાત ગણાતા વર્ગોની હરોળમાં લાવવાનો યત્ન કરે, પીડિતો અને આર્તોની ત્રાણ સમજી લઈ તેમાંથી તેમને છોડાવવાનો યત્ન કરે, સમાજમાં પ્રવર્તતી કુરુઢિઓ–જેવી કે બાળલગ્ન, અયોગ્ય લગ્ન, પડદા–પ્રથા, ઉત્તરક્રિયા ઇત્યાદિને નિર્મૂળ કરવામાં સાહાય્ય આપે, રાષ્ટ્રની ગુલામી એ સર્વ દુઃખનું મૂળ છે એમ જાણી લઇ રાષ્ટ્રને ઉત્થાનને માર્ગે લઈ જનારી પ્રવૃત્તિમાં પોતે સાથ આપેઃ જે સમાજમાં પોતે જન્મ્યો છે તે સમાજ પ્રત્યે પોતાનું ઋણ છે અને તે ઋણ ફેડવાની દૃષ્ટિએ તેણે આ બધું કરવું તે તેનો માનવ તરીકેનો ધર્મ છે.

ધર્મમય જીવન ગાળવા ઇચ્છતા પુરુષે કરવા યોગ્ય ઉપર્યુક્ત કાર્યોની સફળતાનો આધાર તેણે મનને જેટલા પ્રમાણમાં જીત્યું હશે તેના પર રહેશેઃ એટલે મનને પ્રબળ બનાવવાનો નિર્ધાર તેણે પ્રથમથી કરવો પડશે. સાચું જ છેઃ मनः मातङ्गरूपं ज्ञानांकुशाभ्नि बध्यते ।

માનસિક ભાવોને પ્રકટ કર્યા તેટલામાં જ ધર્મ–કાર્યની પરિસમાપ્તિ થતી નથી. હવે જ મુક્તિદાયી મહાકઠિન માર્ગે પ્રયાણ કરવાનું શરૂ થાય છે. હવે જીવે આત્મિક ભાવોને વિકસિત કરવા કટિબદ્ધ થવું પડશે.

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः। જૈનમાર્ગના નિચોડરૂપ આ તત્ત્વાર્થ સૂત્ર મહામૂલું છે. સાચી શ્રદ્ધામાંથી સાચું જ્ઞાન પ્રકટે છે અને તેમાંથી સત્યાચરણ જન્મે છે, જે જીવાત્માને મુક્તાત્મા બનાવે છે. એવું જ કથન ઉત્તરાધ્યયનસૂત્ર અ. ૨૮ ની નીચેની ૩૦મી ગાથામાં કરાયું છે.–

નાદંસણિસ્સ નાણું, નાણેન વિના ન હોંતિ ચરણગુણા ।
અગુણિસ્સ નત્થિ મોક્ખો, નત્થિ અમુક્કસ્સ નિવ્વાણું ॥

અર્થ:–સમ્યગ્દર્શન વિના સમ્યગ્જ્ઞાન હોતું નથી, સમ્યગ્જ્ઞાન વિના સમ્યગ્ચારિત્ર્ય હોય નહિ, તે ગુણ વિના મોક્ષ થાય નહિ. અને કર્મથી મુક્ત થયા વિના નિર્વાણ થાય નહિ.

ત્યારે પરમ ધર્મ પામવા ઇચ્છતા જીવનું કર્તવ્ય સમ્યગ્દર્શન, જ્ઞાન તથા ચારિત્ર્ય પ્રકટ કરવાનુ છે. શ્રી સર્વજ્ઞ વીતરાગદેવે પ્રરૂપેલા તત્ત્વમાં નિઃસંદેહ શ્રદ્ધા સ્થાપવાથી સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે. સમ્યગ્દર્શનમાં સ્થિર થવાથી અનુક્રમે સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર્ય પ્રકટે છે. નીચેની વીરપ્રણિત દેશનાનું પરિપાલન સમકિત ભાવો પ્રકટાવશે:—

### (૧) મુમુક્ષુએ અરિહંત બનવું.

અરિહંત એટલે રાગદ્વેષના દ્વન્દ્વ તથા ચાર કષાયના આત્મગુણ-નાશક દુશ્મનભાવોનો જે નાશ કરે તે. રાગ દ્વેષ તથા ક્રોધ, માન, માયા અને લોભઃ આ વિરોધી ભાવો સર્વ દુ:ખનું મૂળ છે. આ દુષ્ટ ભાવોને નષ્ટ કરવા માટે શ્રાવકોને બાર વ્રતની આજ્ઞા કરવામાં આવી છે–જેમાં મૂખ્ય સામાયિક, પૌષધ, રાત્રિભોજન–ત્યાગ, સચિત્ત ત્યાગ, આરંભત્યાગ–છે. રાગદ્વેષને છોડી સ્વસ્વરૂપમાં સ્થિર થઈ એકાંત સ્થાનમાં વિધિપૂર્વક અમુક સમય ગાળવો તે સામાયિક છે. કષાય અને વ્યાપાર વગેરેનાં આરંભ–કાર્યોને છોડીને પૌષધ સહિત ઉપવાસ કરવો તે પૌષધોપવાસ છે.

(૨) ઉદય પામતાં કર્મોને ઉદાસીન ભાવે ભોગવવા.

જીવે પૂર્વે જે કર્મો બાંધેલાં છે તેને પરિણામે તેને આ જીવનમાં સુખદુઃખની બાહ્ય સામગ્રી મળે છે. જો તે એ સુખદુઃખની બાહ્ય સામગ્રીમાં રાગદ્વેષને સ્થાપે છે તો તે તેની સાધકદશાનો માર્ગ ભૂલે છે. જિનદેવે ફરમાવ્યું છે કે બન્ને પ્રકારનાં કર્મોને જીવે રાગદ્વેષ રહિત ભાવે—ઉદાસીનભાવે સેવવા જોઈએ.

(૩) જીવાત્માએ તપસ્વી બનવું.

इच्छानिरोधः तपः । ઇચ્છાને રાગદ્વેષ અને કષાયોના કુભાવોમાં અનિયંત્રિત રીતે ભટકવામાંથી જે વસ્તુ અટકાવે અને સ્વ-ભાવમાં પ્રવર્તાવે તે તપ છે. આવું તપ મુમુક્ષુને માટે આદરણીય છે એવી વીર—વાણી છે. માનવી જે કાંઈ કાર્ય કરે તેમાં ફળની આશા રાખે તે મિથ્યાદૃષ્ટિ છે. ફલેચ્છાનો નિષેધ ગીતાજીમાં પણ ફરમાવાયો છે.

(૪) ધર્મધ્યાન ધરવું.

પરમાત્મ સ્વરુપ પ્રાપ્ત કરવાને માટે પરમાત્મદશાનું ધ્યાન ધરવું ખાસ જરૂરી છે. મુમુક્ષુ જીવના ધ્યાનનો માર્ગ નીચે પ્રમાણેનો હોઈ શકે.

> અહમિક્કો ખલુ સુદ્ધો, નિમ્મઓ નાણદંસણ સમગ્ગો;
> તમ્મિ ઠિઓ તચ્ચિત્તો, સવ્વે એએ ખયં નેમી।
> નિરંજણં નિક્કલ અયલ દેવ, અણાઇ અણંઈ અણાતં;
> ચેયણલક્ખણ સિદ્ધસમ, પરમપ્પા સિવસંતં।

અર્થ—હું એકલો છું, શુદ્ધ છું, મમતા રહિત છું, જ્ઞાનદર્શન-મયી છું ચૈતન્ય ગુણ તે મારી સત્તા છે, હું આત્મ સ્વરુપને ધ્યાવતો સર્વ કર્મોનો ક્ષય કરું છું. હું નિરંજન છું, સ્વસ્વરુપમાંથી કદી ચલાયમાન થાઉં નહિ, પરમ દેવ છું, મારા આદિ કે અંત નથી, ચેતનાલક્ષણ છું, સિદ્ધ સમાન છું, સંત સત્તામયી છું.

સ્વાત્મભાવ પ્રકટાવવામાં ધ્યાનની મહત્તા કેટલી છે તેનું આબેહૂબ નિદર્શન નીચેનો દુહો કરાવે છે:—

ઇંદ્ર તણાં સુખ ભોગતાં, જે તૃપ્તિ નવ થાય;
તે સુખ સુણ છિણુ એકમેં, મિલે ધ્યાનમેં આય.

ચિદાનંદ મહારાજ.

(૫) આરાધ્યદેવની પ્રાર્થના કરવી.

પ્રાર્થના એ આત્મગુણો વિકસાવવાનું ઉત્કૃષ્ટ સાધન છે. પ્રાર્થના અંતરંગ નિર્મળતા પ્રકટાવે છે. સામુદાયિક પ્રાર્થના અન્ય જીવોને પણ તેવી આત્મશુદ્ધિ પ્રકટાવવા પ્રેરે છે તેથી તેનું મહત્વ સવિશેષ છે. જીવે સવાર સાંજ સ્વસ્થ ચિત્તે પ્રાર્થના કરવાનો નિત્યક્રમ રાખવો જોઈએ.

(૬) દાન કરવું.

ધનાદિ ચીજો પરવસ્તુ છે એમ જાણી જીવે તે તે વસ્તુઓનો ત્યાગ કરવો જોઈએ. દાન કરતી વખતે અંતરંગમાં માનાદિની વૃત્તિઓ જાગે તો તે દાનની કાંઈ કિંમત નથી. ધન દઈને માનાદિ લીધાં એમાં તો ચોકખી વ્યાપાર ભાવના છે. જેમ કોઈ વેપારી ખાંડ દઈને પૈસા લે તેમાં કોઈ ઉંચો ભાવ વ્યક્ત થતો નથી તેમ કોઈ જીવ ધન દઈને માન લે તો તેમાં કાંઈ વિશેષતા નથી; એટલે દાન–ક્રિયા કેવળ નિર્મમભાવે થવી જોઈએ એવો વીર–પ્રભુનો સાફ આદેશ છે.

(૭) શુભાશુભ ભાવો વર્જવા અને શુદ્ધભાવ ધારણ કરવો.

અશુભભાવ છોડવો એ સર્વધર્મસમ્મત કથન છે પરંતુ શુભભાવ પણ બંધનું કારણ હોઈ ત્યાજ્ય છે એ વીર–દેશનાની વિશિષ્ટતા છે. અશુભભાવનું પરિણામ પાપ, શુભભાવનું પરિણામ પુણ્ય: પાપ અને પુણ્ય બન્ને સંસાર–અટનનું કારણ છે તેથી વર્જ્ય છે. ભવનાં બંધન એકમાત્ર શુદ્ધભાવ તોડે છે માટે તે ભાવ સેવવા યોગ્ય છે.

(૮) ધર્મ-ક્રિયા સમજણપૂર્વક કરવી.

સામાયિક, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, ઉપવાસ આદિ ક્રિયાઓ સમજ્યા વગર કરવાથી સ્વ-સ્વરૂપ પામવામાં અંશમાત્ર ઉપયોગી નથી. તેથી જીવે તે ક્રિયાઓની પાછળ રહેલા અંતર્ગત હેતુઓને સમજી લેવા જ જોઈએ અને તે ક્રિયાઓ કરતી વખતે તે ક્રિયાઓનું હાર્દ મનશ્ચક્ષુ સમક્ષ રહેવું જ જોઇએ. તેમ થવાથી રાગદ્વેષ કષાયાદિ કુભાવો નષ્ટ થશે અને આત્મગુણવર્ધક ભાવો જાગ્રત થશે.

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહિ પણ તે શ્રી ભગવાન જો;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે!
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો.

શ્રીમદ્ રાજચંદ્ર.

વીર ભગવાન જેવા મહા શક્તિશાળી તીર્થંકરદેવ પણ નિષ્કલંક શુદ્ધ જ્ઞાનને સંપૂર્ણતયા વાણીમાં ઉતારી શક્યા નથી તો મ્હારા જેવો અલ્પાત્મા એ વસ્તુને શબ્દોમાં ઉતારવાનો પ્રયાસ કરે તે સર્વથા અપૂર્ણ હોય તેમાં શું આશ્ચર્ય !! છતાંયે જે રીતે ઉપર વસ્તુનું સ્વરૂપ વિચારાયું છે તે રીતે પણ જે જીવ તેને પોતાના જીવનમાં ગુંથશે તે જીવ ધર્મના સર્વોચ્ચ સિંહાસને બિરાજી શકશે. મનુષ્યપણું, જૈન ધર્મ જેવો ઉંચો ધર્મ, વીતરાગદેવની વાણી શ્રવણ કરવાનું નિમિત્ત એ ધર્મારાધનાનાં ઉત્કૃષ્ટ સાધનો મળ્યાં છે; માત્ર વીર્ય ફોરવવાનું બાકી રહ્યું છે. બાકીને 'બાકી' તરીકે રહેવા દઇએ નહિ તો સાધ્યની સિદ્ધિ નિઃસંશયપણે થવાની.

"સર્વત્ર શાંતિ વિસ્તરો" એ સુરમ્ય ભાવના ધ્યાવતો થકો ૐકારમય બની જાઉં. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ।



# ધર્મમય જીવન
## શા માટે
# અને કેમ ગાળવું?

[લેખકઃ-જયંતીલાલ રા. શાહ-મુંબઈ]

ધર્મમય જીવન શા માટે અને કેવી રીતે જીવી શકાય?

આ વિષયને યથાર્થ સ્વરૂપે સમજવા માટે સૌથી પ્રથમ જીવન અને ધર્મને અલગ અલગ સમજવા જોઈએ.

**લોકદૃષ્ટિએ વિચારતાં:**

જીવન એટલે "જન્મથી મૃત્યુ પર્યંતનો સમય." કોઈ પણ જીવ જન્મ ધારણ કરે-દેહ ધરે-ત્યારથી એનું જીવન શરૂ થાય, અને એ દેહ છોડી જ્યારે એ પરલોકને પંથે પળે, ત્યારે એનું જીવન પૂર્ણ થાય. પરંતુઃ

**તાત્વિકદૃષ્ટિએ તો:**

"દેહ ધારણની ક્રિયામાંથી આત્મા મુક્તિ મેળવે ત્યાં સુધીનો સમય," તે જ જીવન. અર્થાત્ "ભવ ભ્રમણ" તે જ જીવન.

**આ જીવનનો ધર્મ એટલે:**

લોક દૃષ્ટિએ: "દેહની નૈસર્ગિક ભૂખ સંતોષવા મથન કરતી ક્રિયા." અને

તાત્વિક દૃષ્ટિએ: "આત્માની જ્ઞાન ભૂખ સંતોષતી ક્રિયા."

આમાંની દેહની નૈસર્ગિક ભૂખ એટલે "ઇન્દ્રિયોની સુખ ભોગ વૃત્તિ"

અર્થાત્ સ્પર્શ, સ્વાદ, સુગંધ, દર્શન અને શ્રવણ સુખપ્રાપ્તિની ઈચ્છાથી ઉત્પન્ન થતી ભુખ.

આ ભુખ–ઈંદ્રિયજન્ય સુખભોગવૃત્તિ–હમેશાં અતૃપ્ત જ રહે છે અને એ અન્યના ભોગે–હિંસા ઉપર જ અવલંબીત હોય છે. [ जीवो जीवस्य जीवनम् ! આ સૂત્ર એને સમજવા માટે પૂરતું છે. ] તેથી ઇન્દ્રિયસુખ એ સાચું અને શાશ્વત સુખ નથી. પણ જો સાચું સુખ પ્રાપ્ત કરવું હોય તો ઈન્દ્રિયોની સુખભોગવૃત્તિનું–દેહની નૈસર્ગિક ભુખનું–શમન કરવું રહ્યું. આ શમન એ સંતોષથી જ શક્ય છે. અન્યથા નહિ જ. માટે "સંતોષ પંથે સંચરતી ક્રિયા તે જ ધર્મક્રિયા." અને એ ક્રિયાએ વહેતું જીવન એ જ ધર્મમય જીવન."

જ્યાં સંતોષ છે, ત્યાં તૃષ્ણા નથી. જ્યાં તૃષ્ણા નથી, ત્યાં ઇર્ષા નથી,–અશાંતિ નથી–હિંસકવૃત્તિ નથી–લોભ નથી–માન નથી–માયા નથી–ક્રોધ નથી–દ્વેષ નથી–અન્યનું ઝુંટવવાની ભાવના નથી અર્થાત્ સંતોષ એ દુન્યવી અનેક ઝંઝાવાતો જગવતાં આસુરી બળનું એક કાત્ર મારણ છે. એક કવિએ કહ્યું છે કે, "એક વિષયને જીતતાં જીતે સૌ સંસાર." આ વિષયને સંતોષથી બહુ સરળતાએ જીતી શકાય છે. એના વડે દુન્યવી અનેક અથડામણો, અનેક કરુણ દૃષ્યો, અનેક પાપાચરણો, અને અનેક ક્રૂર કૃત્યો અને અનિચ્છનિય બનાવો બનતા અટકે છે. એટલું જ નહિ પરંતુ સર્વત્ર શાન્તિ, સુખ અને આબાદીનું સામ્રાજ્ય પ્રવર્તિ રહે છે, સુખદ જીવનનાં મીઠાં મધુરાં સંગીત સરોદો સર્વત્ર ગુંજારવ કરતાં નિરંતર વહ્યા કરે છે અને દશે દિશાયે દિવ્યતાની ફોરમ પ્રસરી રહે છે. કહો કે, પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતરે છે.

સંક્ષિપ્તમાં આનો અર્થ એમ તારવી શકાય કે, "સંતોષો,

આત્મલક્ષિ અને અન્યને ઉપસર્ગ રહિત અહિંસક જીવન એજ ધર્મમય જીવન.

અને એથી વિમુખ એવું અસંતોષી, ભૌતિક સુખની શોધમાં અટવાતું અને અન્યને પિડક એવું હિંસક-જીવન એજ અધર્મીય જીવન.

આ અધર્મીય જીવનથી દુઃખ, અશાન્તિ અને વિનાશનાં વંટોળ ચોતરફ વાયા કરે છે.

આ તો લોકદષ્ટિયે જીવન, ધર્મ અને ધર્મમય જીવન વિચાર્યું. પરંતુ જે લોકદષ્ટિથી વધુ ઉર્ધ્વતાએ અને ગૂઢ-નિગૂઢ છે, એવી તાત્વિક દષ્ટિ જ (આધ્યાત્મિક-યૌગિક દષ્ટિ જ) આ વિષય ઉપર વધુ અને યથાર્થ પ્રકાશ પાડી શકે. એટલું જ નહિ પણ એ જ ધર્મ અને જીવનને તત્ સ્વરૂપે સમજાવી શકે.

કારણ કે, આધ્યાત્મિક દષ્ટિએ જ પરમ સત્યનો સાક્ષાત્કાર લભ્ય છે; જ્યારે ધર્મિય જીવનપંથી લોક દષ્ટિએ તો એનો એક અંશ માત્ર છે.

શાશ્વત સુખની શોધમાં ભટકતો આત્મા નિરંતર ભવભ્રમણ કરતો જ હોય છે. એનું જીવન એ કોઈ એક ભવ પૂરતું નથી હોતું. પણ ભવોભવ ચાલુ જ રહે છે.

आत्मा सो परमात्मा !

આત્માનું મૂળ સ્વરૂપ એ પરમાત્મ સ્વરૂપ છે. પરંતુ આ ભવ-ભ્રમણમાં અટવાયેલો આત્મા એ સ્વરૂપથી ખૂબ વેગળો છે. એનું ધ્યેય એ વેગળાપણું દૂર કરી મૂળ સ્વરૂપમાં ભળી જવાનું છે. પરંતુ જ્યાંસુધી એનું નાશવંત જીવન પૂર્ણ ન થાય, ત્યાં સુધી એને સિદ્ધિ પણ ન જ મળે. એટલે કે આ નાશવંત દેહ જીવન એજ આત્માનું બંધન છે. પછી તે ધર્મિય હોય કે અધર્મિય

પરંતુ જો આ નાશવંત જીવન પૂર્ણ થાય તો આત્મા નિશ્ચિંતપણે પરમાત્મ-સ્વરૂપમાં ભળી શકે. જે કદાપિ નાશ તો શું પણ જરા જેટલા ફેરફારને પણ પામતું જ નથી, જે નિત્ય ને નિરંતર છે, અજર ને અમર છે, જ્યાં સુખનો ભાસ નહિ પણ સંપૂર્ણ સુખનો સાક્ષાત્કાર છે, જે સચ્ચિદાનંદ સ્વરૂપ છે.

આનો અર્થ એ જ કે, આત્માનો જીવન ધર્મ તો એનાં નાશવંત-ફરી ફરીને ધરાતાં દેહ જીવનનો જ અંત લાવો.

આ જીવન ધર્મ એ જ सम्यग् ज्ञान, सम्यग् दर्शन અને सम्यग् चारित्र નો ત્રિવેણી સંગમ.

આ ત્રિવેણી સંગમમાં ન્હાતો આત્મા હિંસાથી સર્વથા વિમુખ થાય છે. અહિંસા-અભય દાન ધર્મ ત્યાં સંપૂર્ણપણે મન-વચન-કાયાએ કરીને પ્રગટી રહે છે અને ક્રોધ-માન-માયા-લોભ-રાગ-દ્વેષ અને તૃષ્ણાનું છેલ્લું બુંદ પણ ત્યાંથી ખરી પડે છે.

આમ થતાં આત્માનાં નશ્વર જીવનની પૂર્ણાહૂતિ થાય છે અને અનંતુ સુખ, અનંતિ શાન્તિ અને અવિચળ એવું અખંડિત જીવન પ્રાપ્ત થાય છે. અર્થાત્ આત્મા પરમાત્મ સ્વરૂપમાં ભળી જાય છે.

આ આત્મદર્શનનું સજાગપણું-એનું જ્ઞાન અને આચરણદ્વારા પ્રાગટ્ય એ મનુષ્યજીવનમાં જ સંભવે છે, (અન્ય યોનિ-જીવનમાં-નહિ જ.) એટલે મનુષ્ય જીવનનું તત્વજ્ઞાન-નિરીક્ષણ જ આત્મજીવન ધર્મ અર્થાત્ ધર્મમય જીવનને સરળતાથી અને સત્ય સ્વરૂપે સમજાવી શકે. એટલે હવે આપણે મનુષ્ય જીવન ઉપર નજર દોડાવીએ.

: ૨ :

જીવન સિદ્ધિ અર્થે માનવી સામે એક જ માર્ગ ઉપસ્થિત છે અને તે જ્ઞાન માર્ગ.

જ્યાં જ્ઞાન નથી ત્યાં દિશા પણ નથી અને જ્યાં દિશા નથી ત્યાં ભવભ્રમણ જ છે. પરંતુ જ્યાં જ્ઞાન છે ત્યાં ચોક્કસ દિશા છે. ચોક્કસ ધ્યેય છે.

આ જ્ઞાનમાર્ગમાંથી ત્રણ વિભાગો ફંટાય છે. (૧) સુજ્ઞાનમાર્ગ, (૨) પ્રજ્ઞાનમાર્ગ, (૩) કુજ્ઞાનમાર્ગ–જ્ઞાન રહિત માર્ગ.

આમાંથી સુજ્ઞાનમાર્ગે આદર્શ ગૃહસ્થાશ્રમ રચી શકાય છે અને જ્યાં ગૃહસ્થાશ્રમ આદર્શ છે, ત્યાં સમાજરચના સુંદર અને સરળ હોય છે–માનવીનું જીવનધોરણ ઘણી જ ઉચ્ચ કક્ષાનું હોય છે–ઉર્ધ્વગામી હોય છે.

જ્યારે પ્રજ્ઞાનમાર્ગ એ પ્રથમના માર્ગથી વધુ ઉર્ધ્વગતિએ વહેતો હોઈ, સંસારીને સંસારથી પર એવા કલ્પનાતીત—સંપૂર્ણ સુખને કિનારે દોરી જાય છે–મોક્ષધામમાં લઈ જાય છે.

આ બે માર્ગની તુલનામાં પ્રજ્ઞાનમાર્ગ એ આખરી સિદ્ધિનો સીધો રાહ હોઈ સર્વોત્તમ જ ગણાય; તો પણ સુજ્ઞાનમાર્ગની પ્રાથમિક સિદ્ધિ સિવાય પ્રજ્ઞાન માર્ગની સંભાવના નથી. એ દૃષ્ટિએ સુજ્ઞાનમાર્ગનું મહત્વ પણ પ્રજ્ઞાનમાર્ગની બરોબર જ ગણી શકાય. અથવા તો પ્રજ્ઞાનમાર્ગથી પણ કંઈક અંશે વધુ ગણીયે તો પણ કાંઈ અજુગતું નથી. આને સરલતાથી સમજવા માટે એમ કહી શકાય કે, "સુજ્ઞાનમાર્ગ એ પ્રજ્ઞાનમાર્ગની માતા છે."

હવે જ્ઞાનમાર્ગનાં ત્રીજા વિભાગનું નિરીક્ષણ કરીએ.

આ માર્ગ એ માનવીને આત્મદર્શનથી વિમુખ રાખે છે. જ્યાં આત્મદર્શન નથી, ત્યાં જીવનલાલસાઓનું જોર અતિશય હોય છે. જેને લઈને સમાજરચના કઢંગી બની જાય છે અને માનવજીવન અધોમુખી બની રહે છે.

આમ જ્યાં અધોગતિ હોય ત્યાં સંસાર–જીવન ખૂબ જ કદરૂપું બની રહે; એટલું જ નહિ પણ દર્દ અને દુઃખની જ સળગતી ભઠ્ઠીમાં એ નિરંતર શેકાતું રહે.

ઉપરોક્ત જ્ઞાનમાર્ગનાં ત્રણે વિભાગો ઉપર વહેતું જીવન મુખ્યત્વે ચાર સ્વરૂપે વહેતું હોય છે.

(૧) કૌટુંબિક, (૨) સામાજીક, (૩) રાષ્ટ્રિય, અને (૪) ધાર્મિક.

આ ચાર સ્વરૂપમાં પ્રથમનાં ત્રણ સ્વરૂપો પહેલા અને ત્રીજા માર્ગ ઉપર અને ચોથું સ્વરૂપ બીજા માર્ગ ઉપર દષ્ટિગોચર થાય છે.

આમાંથી ચોથું ધાર્મિક જીવન એ પ્રથમના ત્રણે જીવન-સ્વરૂપમાં સુજ્ઞાનમાર્ગના રસ્તે થઈ પસાર થયેલું હોઈ, તેમનાંથી સરોવરમાંનાં કમળની જેમ અલિપ્ત નહિ હોવા છતાં પણ અલિપ્ત જ હોય છે.

માનવજીવનનો આ જ્ઞાનમાર્ગ યથાસ્વરૂપે સમજવા માટે અહિં એ માર્ગની પેઢીનો ક્રમ આપ્યો છે. એનાં અવલોકનથી એનું સ્વરૂપ સમજવું બહુ હળવું થશે.

"મનુષ્ય"
|
જીવન
|
જ્ઞાનમાર્ગ

- સુજ્ઞાન (સમ્યગ્ દર્શન) (સંસારનું અસારપણું સમજાવતો માર્ગ)
  - કૌટુંબિક — તૃષ્ણા રહિત અને સેવામાર્ગે
  - સામાજીક — તૃષ્ણા રહિત અને સેવામાર્ગે
  - રાષ્ટ્રિય — તૃષ્ણા રહિત અને સેવામાર્ગે
- પ્રજ્ઞાન (સમ્યગ્જ્ઞાન) (યૌગિક–આધ્યાત્મિક જ્ઞાન)
  - ધાર્મિક
    - કર્મ–નિર્જરા (સમ્યક્ ચારિત્ર)
      - નાશવંત જીવનનો અંત
        - મોક્ષ
- કુજ્ઞાન(મિથ્યાદર્શન) (ભૌતિક વાદમાર્ગ)
  - કૌટુંબિક સામાજીક રાષ્ટ્રિય
    - તૃષ્ણા સહિત
      - ક્રોધ, માન, માયા, લોભ, રાગ–દ્વેષની વૃદ્ધિ
        - દૈહિક સુખભોગની અતૃપ્તિ અને વૃદ્ધિ
          - અધાર્મિક કર્મબંધ
            - ભવભ્રમણ (ચાલુ)

આ જીવનશ્રેણી ધર્મમય જીવન શા માટે અને કેવી રીતે જીવાય તે બહુ જ યથાર્થપણે સમજ આપી જાય છે.

એનાં પૃથક્કરણના અંતભાગે આટલો સાર તારવી શકાય કે: "પ્રજ્ઞાનમાર્ગ એ સીધો ધાર્મિકજીવનપંથે મોક્ષમાં પ્રવેશ છે." "સુજ્ઞાનમાર્ગ–આગળ વધતાં પ્રજ્ઞાનમાં ભળી જાય છે અને ત્યાંથી મોક્ષમાં પહોંચે છે." માટે આ બન્ને રાહ માનવજીવનસિદ્ધિ અર્થેનાં સત્ય માર્ગો છે–ધર્મમય છે.

જ્યારે કુજ્ઞાનમાર્ગ અધાર્મિક જીવન જન્માવે છે, અને ત્યાંથી ફરી પાછો એ તૃષ્ણાસહિત ભવભ્રમણમાં (કર્મ-બંધમાં વધારો કરતો થકો) ગોથા ખાય છે.-ચક્રાવે પડી જાય છે. એને મોક્ષધામની પ્રાપ્તિ તો શું પણ દર્શનેય થતાં નથી.

: ૩ :

માનવજીવનની ચાર દિશાઓ-કૌટુંબિક, સામાજિક, રાષ્ટ્રિય અને ધાર્મિક દિશાઓ ક્રમશઃ અને વધુ સરલતાએ સમજવી હોય તો જ્યાંથી એનું ઘડતર થાય છે, તે સંસ્કૃતિને પ્રથમ સમજવી જોઈએ.

કારણ જેવા સંસ્કાર તેવા આચાર-વિચાર અને જેવા આચાર-વિચાર તેવી જીવનસિદ્ધિ, અર્થાત્ સાદી લોકભાષામાં "આહાર તેવો ઓડકાર."

આજનાં જગત્-પટ ઉપર મુખ્યત્વે બે જ સંસ્કૃતિનું પ્રભુત્વ છે.

(૧) પૌર્વાત્યવાદ અને (૨) પાશ્ચિમાત્યવાદ.

આમાં પૌર્વાત્યવાદ એ સામાન્યતઃ આત્માભિમુખ છે, જ્યારે પાશ્ચિમાત્યવાદ એ વિશેષતઃ શરીર-સુખાભિમુખ છે.

પૌર્વાત્યવાદમાં પ્રધાનપદે આર્યસંસ્કૃતિ વિરાજી રહેલ છે, જ્યારે પાશ્ચિમાત્યવાદમાં મિથ્યાદૃષ્ટિ અથવા અનાર્યદૃષ્ટિનું પ્રભુત્વ છે. આજનાં વિજ્ઞાનવાદનો સમાવેશ આ પાશ્ચિમાત્યવાદમાંથી જ થઈ શકે.

આ વિજ્ઞાનવાદ આ લોકને જ માને છે, જ્યારે આર્યદર્શન આલોક, પરલોક બન્નેને માને છે.

જે આલોકને જ માને છે, તેઓ જીવનને પણ આલોક પુરતું જ દેહની સુખસગવડમાં જ સમાપ્ત થતું સમજે છે; જ્યારે પરલોકને

સમજનારનું જીવન વિશેષે કરીને પારલૌકિક જીવન સિદ્ધિને અનુલક્ષીને જ હોય છે.

આર્ય-દર્શનનું મંડાણ સંયમ અને સેવા ઉપર છે; જ્યાં સંયમ અને સેવા છે, ત્યાં ત્યાગભાવના અવશ્ય હોય જ. આમ જે સંસ્કૃતિ સંયમ, સેવા અને ત્યાગભાવના ઉપર સ્થિર છે, તે ચિરંજીવી છે; એટલું જ નહિ તે શુદ્ધ આત્મલક્ષી જ છે, તેનું હાર્દ લોકકલ્યાણની પવિત્ર ભાવનાઓનાં પૂનિત પ્રવાહે નિરંતર ધોવાતું રહે છે. માટે તે સુજ્ઞાની અને પ્રજ્ઞાનમાર્ગી છે.

જ્યારે અનાર્ય-દર્શનનું ચણતર કેવળ સ્વાર્થવૃત્તિ અને શરીર-સુખભોગનાં પાયા ઉપર જ ચણાયેલું હોય છે. અન્યનાં ભોગે પોતે સુખી થવાની મલીન ભાવના જ એનાં અંતરને આવરી રહી હોય છે. અને એટલે તે અસ્થિર છે-અધોમુખી છે. લોક કલ્યાણની ભાવનાનો ત્યાં સદંતર અભાવ હોય છે. માટે તે કુજ્ઞાનમાર્ગી છે.

જુવો આજની પાશ્ચિમાત્ય સંસ્કૃતિ અને એ સંસ્કૃતિએ આગળ ધપતું આજનું જગત્! છે કયાંય સાચી જીવનશક્તિનું દર્શન ? છે કયાંય સાચું જીવન સુખ ? છે કયાંય એક ક્ષણની પણ શાન્તિ ? કેટલી બધી જીવન-જરૂરીઆતો વધી પડી છે ? અને એ જરૂરીઆતોને પહોંચી વળવા, જીવન સાથે કેટલુ અવિરત્ યુદ્ધ ચલાવી રહ્યું છે ? જાણે-જીવનને એક યંત્ર જ બનાવી દીધું છે. જ્યાં જુવો ત્યાં અશાન્તિ અને અશાન્તિનો જ વડવાનલ ભભુકી રહ્યો છે.

આજના વિજ્ઞાનવાદની અને આજના જગત્‌ની દિનપ્રતિદિન વધતી જતી વાંદરકુદ જેવી મનોવૃત્તિ અને તીડ જેવી શરીર સુખને સંતોષવાની ભૂખ, આજે સારાયે માનવસમાજને અને જળચર-ભૂચર અને ખેચર સુદ્ધાંને વિનાશના ભયંકર દાવાનળમાં ધકેલી રહી છે. હજારો માઈલ દૂર વસતાં-કુદરતે દીધેલો લુખોસુકો ઘરસંસાર

ચલાવતાં અને શાન્તિમાં રાચતાં લાખ્ખો માનવબાળોને-ધરતીનાં પુત્રોને એક યા બીજા માર્ગે એ સંહારની ચક્કીમાં પીલી રહી છે.

આજનાં જગતની આ વિનાશક-સંહારક પાશ્ચિમાત્ય સંસ્કૃતિ પ્રથમ દષ્ટિએ દેખાવમાં કેટલી મોહક લાગે છે! એની વૈજ્ઞાનિક સિદ્ધિઓમાં કેટલી પ્રબળ અને દિગ્મૂઢ કરતી શક્તિઓ ભરેલી છે!

અમાપ સાગરજળ અને વિશાળ ધરતી; આભ ઉંચા ગિરિ-શિખરો અને અપ્રવેશનીય-કલ્પનાતિત એવા ગાઢ અરણ્યો અને વન-પ્રદેશો; એ સર્વ આ વૈજ્ઞાનિક સિદ્ધિએ જાણે કેટલા વામણા લાગે છે! ખરેખર એણે પૃથ્વી ઉપર સ્વર્ગની સિદ્ધિ-ઉતારી છે!

પરંતુ આ બધામાં એક જ તત્વ જોર કરે છે અને તે આ જીવન પુરતી જ સુખની શોધ અને તેયે અમુક ધરતીમાં જ અને અમુક વર્ણનાં જ માનવ-બાળો માટે.

અને એટલે જ બીજી દષ્ટિએ જણાઇ આવે છે કે, એ સંસ્કૃતિ કેવળ મોહક જ નહિ-મૂઢ પણ છે. જેવી એમનાં નગરોની ભભકદાર અને વિલાસનું અહોરાત ગાન ગાતી રચના છે, તેવી જ રચના એમની જીવન સંસ્કૃતિની પણ છે.

એ ભભકતી અને મોહક નગરીઓનું ઉપરનું માળખું ઉપાડી લેવામાં આવે તો નીચે દુર્ગંધ મારતી ગટરો સિવાય બીજું શું બાકી રહે? આવું જ એમનું જીવન-રહસ્ય પણ છે. એમનાં જીવનની સિદ્ધિનાં ઓથાર નીચે ચારિત્રહીન જીવનની દુર્ગંધ મારતી ગટરના પ્રવાહનું વહેણ જ વહી રહ્યું છે.

જે પોતાનો જ વિચાર કરે છે અને અન્યનો કદિ કરતા જ નથી; જે પોતાનાં માની લીધેલાં સુખની ખાતર અન્ય અનેકોનાં સુખ અને શાન્તિ છીનવી લેવાની પ્રબળ અને લોહીભીની લાલસાઓ સેવે છે અને એ પ્રમાણે જ વર્તે છે; જ્યાં કૌટુંબિક અને સામાજીક જીવનમાં ગંભીર ઉણપો રહેલી છે અને એથી કરીને જ્યાં ચારિત્ર-

ધર્મનો સદંતર અભાવ જોવામાં આવે છે; જ્યાં આ જીવન પછીનાં જીવન માટેની અથવા તો પારલૌકિક જગત્ માટેની સંપૂર્ણપણે શંકા સેવવામાં આવે છે; ત્યાં વિનાશ અને અધોગતિ જ હોય, ધર્મથી સદંતર વિમુખ એવું અધર્મમય જીવન જ ત્યાં જીવાતું હોય છે.

આ બધાનો સાર તારવતાં એટલું તો સ્પષ્ટતાથી સમજાય છે કે, આજની પાશ્ચિમાત્ય સંસ્કૃતિએ જીવન જીવવું એ આપઘાત કરવા બરોબર છે, કેવળ અધર્મીય છે.

ધર્મમય જીવન એજ માનવજીવનને બંધ બેસી શકે, જે પરલોકને માનીને જ આ લોકનું જીવન જીવે, જે ત્યાગમાર્ગે વિચરતા ઓછામાં ઓછી જરૂરીઆતોએ પોતાનો જન્મ સફળ થતો સમજે, જે પોતાના સુખની ખાતર અન્યને દુઃખી તો ન જ કરે, જે અન્યના દુઃખે દુઃખી થઇ એને સુખી કરવા મથામણ કરે, જે વિભક્ત કુટુંબે ન રાચતાં સંયુકત કુટુંબની ઉપયોગીતા સમજી તેની મધુરતા માણે, જે ચારિત્ર્યને જીવનનું સર્વોત્તમ તત્ત્વ સમજે અને મન–વચન–કાયાએ કરીને એ તત્ત્વને આત્મા સાથે વણી લેવા અહોરાત પ્રયત્નશીલ રહે; જેના મનમાં સ્વાર્થ સાધવાની મલીનતા પ્રવેશી ન શકે, જે સત્ય–અહિંસા અને શુદ્ધ ચારિત્ર્યના માર્ગે જ પોતાના જીવનનું લક્ષ્ય કેન્દ્રિત કરે, અને જે નિરંતર એવી જ ભાવના ભાવે કે:—

"ખમાવું છું સર્વ જીવો, સર્વે જીવો ક્ષમો મને;"
"મૈત્રી છે સર્વ જીવોથી, વેર મારે ન કોઇથી."

અથવા તો

આ સઘળાએ વિચારોનો સાર એટલે શુદ્ધ આર્ય સંસ્કૃતિનું હાર્દ સમજી એના આદેશાનુસાર જે પોતાનું જીવન જીવે છે તે જ ધર્મમય જીવન છે.

જ્યાં આવું ધર્મજીવન છે ત્યાં સત્ય છે, સેવા છે, સંતોષ છે, અહિંસા છે અને જ્યાં જીવનના આ સર્વોતમ તત્ત્વો છે, ત્યાંજ શાશ્વત સુખ છે, પરમ શાંતિ છે, અક્ષય-ધામ છે.

卐

# તમારી જ સભા—

જૈન સિદ્ધાંત સભા એ મૂળ જૈન સિદ્ધાંતને અનુ[illegible] દરેક જૈનની સભા છે. આ સભાની વ્યવસ્થા કોઈપણ શ્રાવક કે સાધુની એકહથ્થુ સત્તા નીચે નથી. પણ સ[illegible] સભ્યોએ જ ચુંટેલા કાર્યવાહકો તેનો વહીવટ કરે છે. આ સભાને દરેક સભ્ય પોતાની જ સભા ગણે છે.

આ સભાના સભ્ય થવાથી જ્ઞાનપ્રાપ્તિનો અને [illegible] સાથે જ્ઞાનદાનનો એમ બેવડો લાભ ઉઠાવાય છે. સ[illegible] સભ્ય થઈ તમે સભાના જ્ઞાનપ્રચારના કાર્યને મદદ કરો છો તેની સાથે સભાના પુસ્તકોથી તમારૂં પોતાનું જ્ઞાન પણ વધારી શકો છો. આમ આ સભાના સભ્ય બેવડો લાભ ઉઠાવે છે.

સભ્ય થનારની સુગમતા માટે સભ્યોના પાંચ વર્ગો રાખેલા છે. તેમાંથી તમને સગવડ પડતો વર્ગ પસંદ કરી સભ્ય થાઓ. આ પાંચમાંનો એકેય વર્ગ તમને સગવડ પડતો ન હોય તો તમારી રુ[illegible]ાવડતા જણાવો. એટલે માંગણીના પ્રમાણે નવો વર્ગ ઉભ[illegible]રવામાં આવશે. મુલતવી રાખવાથી ભૂલી જવાય છે માટે આજે જ લખો:—

જૈન સિદ્ધાંત સભા
શાંતિ સદન, લેમીંગ્ટન રોડ,
મુંબઈ. નં. ૭

નવપ્રભાત પ્રિ. પ્રેસ, અમદાવાદ